# ખ્રિસ્તાનુકરણ

મૂળ લેખક,

કેમપીસ્‌નો થોમાસ.

---

નાટીનમાથી ગુજરાતીમા પ્રથમ ભાષા તર

---

૧૯૩૮.

આણદ પ્રેસ   આણુદ

# પ્રસ્તાવના

આ પુસ્તકનું નામ 'ખ્રિસ્તાનુકરણ' યોજ્યું છે તે ઉચિત જ છે કેમકે, એના અભ્યાસથી વાચનારો મનુષ્ય પોતાના સ્રષ્ટા સાથે વાત કરતો થાય અને પરિણામે ખરો પથ પકડે એવું એનું સ્વરૂપ છે.

પુસ્તકનો રચનાર ટામાસ આ કેમ્પિસ' નામનો એક હોલન્ડવાસી તપસ્વી છે. તેનો જન્મ ઈ. સ. ૧૩૮૦માં અને મૃત્યુ ઈ. સ. ૧૪૭૧માં થયું હતું. ઈ. સ. ૧૪૧૨માં તે પાદરી થયો અને ઈ. સ. ૧૪૧૬-૨૦ સુધીના ચાર વરસ તેણે 'ઝેનોનમ' નામક 'સંત આગ્નેસના ડુંગર પર વિહારમાં ગાળ્યાં. ત્યાંમાં તેણે યુવાન મઠવાસીઓને કેળવણી આપી અને બીજા નાના મોટા સુન્દર ગ્રન્થો લખ્યા. તેની શૈલી જગમશહૂર છે. ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપે તે મનુષ્યમાત્રને સ્પર્શી જાય એવી ભાષામાં તેણે નિરૂપણ કર્યું છે. એ રચનાપથી તરાએના ઘણાએ મનુષ્યોને તેણે આ ધાર્મિક ધૈર્ય ધરતાં શીખવ્યું છે. વિશેષ તેણે ઈસુ ખ્રિસ્તના જીવન પર દૃષ્ટિ ચોંટાડી છે, જગતને ભેટ કરી છે 'ખ્રિસ્તાનુકરણ' તેણે ઈ. સ. ૧૪૪૧માં લખ્યું હતું.

જગતની પ્રચલિત ઘણી ભાષાઓમાં ખ્રિસ્તાનુકરણના

અનુવાદ થઇ ચૂકયા છે. મૂળ લેટીન ઉપરથી ગુજરાતીમાં તેનુ આ પ્રથમજ ભાષાંતર છે.

મહદ્‌ચી વાચકને વિનંતિ છે કે પોતે મનમા અમુક ઉચ્ચ ઉદ્દેશ ગ્રહીનેજ વાચે અને એમ કર્યે તે ખરેખર પોતાને નિત્પ્રતિદિન વધુ ભક્તિનિષ્ઠ, શાંત અને આત્મીય પ્રકાશમય બનતો જોશે.

અન્તે અમારે અહીં જણાવવા ભૂલવુ ન જોઇએ કે શ્રીયુત આપિઆન ની મકવાણાએ પોતાનો ઘણો સમય આપી પુસ્તકના અનુવાદકાર્યમા અમોને જે ઉત્તમ સહાય આપી છે તે બદલ તેમનો આભાર માનીએ છીએ.

કાથોલિક મિશન
આણંદ

# પુસ્તક પહેલું.

## આધ્યાત્મિક જીવન માટે ઉપયોગી બોધ.

### અધ્યાય ૧.

### ખ્રિસ્તનું અનુકરણ અને જગતની સઘળી વ્યર્થતાઓનો ધિક્કાર.

૧. પ્રભુ કહે છે, કે "જે મારી પાછળ ચાલે છે, તે અંધારામાં ચાલતો નથી." આ ખ્રિસ્તની વાત છે, જેમાંથી આપણને બોધ મળે છે, કે જો આપણે ખરેખરા પ્રકાશિત અને અંતઃકરણના સઘળા અંધાપાથી મુકત થવા ચાહીએ, તો કેવી રીતે તેનું જીવન અને ચાલ અનુસરવી જોઇએ.

માટે ખ્રિસ્તના જીવનનુ મનન કરવું એ આપણું મુખ્ય કામ હોવું જોઇએ.

૨. ખ્રિસ્તનુ શિક્ષણ બધા પવિત્રોના શિક્ષણ કરતા શ્રેષ્ઠ છે, અને જેનામાં ખ્રિસ્તનો આત્મા છે તેને તેમાં છુપું રહેલુ માન્ના" જડશે

પણ બની આવે છે, કે વારંવાર સુવાર્તા સાંભળ્યા છતાં ઘણાઓને થોડી અસર થાય છે, કારણ કે તેમનામાં ખ્રિસ્તનો આત્મા નથી. માટે જે ખ્રિસ્તની વાતો પુરેપુરી અને ભાવથી

સમજવા ચાહે છે, તેણે પોતાનું આખું જીવન ખ્રિસ્તના જીવન સરખુ કરવા પ્રયત્ન કરવો જોઇએ

૩ જો તું નમ્રતા વગર છે અને તેથી ત્રૈક્ય દેવ નાખૂશ છે, તો ત્રૈક્યના બારીક વાદવિવાદથી તને શો લાભ ?

ખચીત છટાદાર વાત માણસને સત અને ન્યાયી જન બનાવતી નથી. પણ સદ્ગુણી જીવનથી તે પરમેશ્વરને પ્રિય થાય છે

પસ્તાવાનુ વિવરણ કરવુ જાણવા કરતા, મને પસ્તાવો લાગે એવુ હું ચાહુ છુ.

જો તુ આખું શાસ્ત્ર અને તત્ત્વવેત્તાઓની બધી કહેવતો મોઢે જાણે, અને પરમેશ્વરની પ્રીતિ અને કૃપા ન હોય, તો એ બધાથી તને શો લાભ ?

પરમેશ્વર પર પ્રીતિ રાખ્યા અને તેને એકલાને ભજ્યા વગર "વ્યર્થતાની વ્યર્થતા, સઘળુ વ્યર્થતા છે."

જગતને ધિક્કારીને સ્વર્ગના રાજ્ય ભણી ફરવુ, એ ઉચામાં ઉચુ ડહાપણ છે.

૪. માટે નાશવત દ્રવ્યની પછવાડે લાગવુ, ને તે પર ભરોસો કરવો તે વ્યર્થતા છે.

માન પામવાની લાલસા રાખવી અને ઉચ્ચ પદવીએ ચઢવુ તે પણ વ્યર્થતા છે.

વિષયવાસના પાછળ ચાલવુ અને જેને લીધે પછી ભારે સજા ભોગવવી પડે એવી બાબતોને ચાહવી, એ પણ વ્યર્થતા છે.

લાબા જીવનની આશા રાખવી, અને સારૂં જીવન ગુજારવાની થોડી મહેનત લેવી તે વ્યર્થતા છે.

કેવળ હાલના જીવન પર ધ્યાન આપવુ અને જે વાનાં આવવાનાં છે તે પર નજર ન કરવી, તે વ્યર્થતા છે.

જે જલદી જતું રહે છે તેને ચાહવું, અને જ્યાં સર્વકાળિક આનંદ વસે છે તે ગમ ચાલવાની ઉતાવળ ન કરવી, તે વ્યર્થતા છે.

૫. વારંવાર આ કહેવત સંભાર. "આંખ જોઇને તૃપ્ત થતી નથી, ને કાન સાંભળીને ધરાતા નથી," માટે તારૂં હૃદય દૃશ્ય વસ્તુઓના પ્યાર પરથી પાછું હઠાવવા અને અદૃશ્ય ચીજો પર લગાડવા પ્રયત્ન કર; કારણ કે જેઓ વિષયવાસનાની પાછળ ચાલે છે, તેઓ પોતાના અંતઃકરણને મેલું કરે છે; અને પરમેશ્વરની કૃપા ગુમાવે છે.

## અધ્યાય ૨.

### પોતા સંબંધી હલકો અભિપ્રાય ધરાવવો.

૧. જાણવાની ચાહના સઘળા માણસોમાં સ્વાભાવિક છે; પણ પરમેશ્વરની બીક વગરનું જ્ઞાન શા કામમાં આવે?

કોઈ મગરૂર તત્ત્વવેત્તા, જે પોતાને ભૂલી જઇને આકાશની હીલચાલનો વિચાર કરે છે, તેના કરતાં પરમેશ્વરની સેવા કરનાર ગરીબ ગામડીઓ ખરેખાત વધારે સારો છે.

જે પોતાને સારી પેઠે ઓળખે છે, તે પોતાને હલકો ગણે છે, અને માનવી પ્રશંસાથી ખૂશ થતો નથી.

જો હું દુનિયાની સઘળી વિદ્યા જાણું, અને પરમેશ્વરની પ્રીતિ મારામાં ન હોય, તો પરમેશ્વર, જે મારી કરણી પરથી ન્યાય કરશે, તેના આગળ એવી વિદ્યા મને શી મદદ કરશે?

૨. વિદ્યાની ઘણી આતુર ચાહના બંધ રાખ; કેમકે તેમાં ઘણી ગુંચવણ અને કપટ માલમ પડે છે.

વિદ્વાન જનો જ્ઞાની દેખાવા, અને એવા એને કહેવડાવવા ઇચ્છાતુર હોય છે.

ઘણી બાબતો એવી છે, કે જેના જ્ઞાનથી આત્માને થોડો અથવા બીલકુલ લાભ નથી

અને પોતાની મુકિતને ઉપયોગી થઈ પડે, તેના કરતા બીજી બાબતો પર વધારે આતુરતાથી મન લગાડનાર ઘણા મૂર્ખ છે.

ઘણી વાતો આત્માને સતોષ આપતી નથી, પણ સારૂ જીવન મનને શાતિ આપે છે, અને શુદ્ધ અત કરણ પરમેશ્વરમા મોટા ભરોસો ઉપજાવે છે.

૩ જેટલુ ઘણુ અને વધારે સારૂ તને જ્ઞાન છે; તેટલુ ભારે તારૂ ન્યાયકરણ થશે, જો તારૂ જીવન વધારે પવિત્ર ન હોય.

માટે કાઈ પણ કળા કે જ્ઞાનના તોરમા ફુલાઈ ન જા, પણ તને આપેલા જ્ઞાનને લીધે બીક રાખ

જો તને લાગે કે તુ ઘણુ જાણે છે, અને તે સારી પેઠે સમજે છે, તો એ પણ જાણ, કે હજી બીજી ઘણી બાબતો છે, જે વિષે તુ અજાણ છે.

"ઉચ્ચ મનવાળો ન થા," પણ તે કરતા તારી અજ્ઞાનતા કબુલ કર.

શું કરવા તુ પોતાને બીજાના કરતાં વધારે માને છે? જ્યારે આ સાચુ છે, કે તારા કરતાં ઘણા વધારે વિદ્વાન અને શાસ્ત્રમા પ્રવીણ જનો મળી આવે છે.

જો તું કંઈ ઉપયોગી જાણવા અને શીખવા ચાહે, તો તું અપ્રસિદ્ધ રહે અને કશા લેખામા ન હોય, એવુ ચાહ

૪. સૌથી વધારે ઉત્તમ અને ઉપયોગી પાઠ આપણે શીખી શકીએ તે આ છે. પોતાને ખરી રીતે ઓળખવુ અને ધિક્કારવુ.

પોતાને કશામા નહિ લેખવવુ અને અન્યોને સદા ભલા અને મોટા ધારવા તે મોટુ ડહાપણ અને ઉંચુ સપૂર્ણપણ છે જો તુ કોઇને ખુલ્લી રીતે પાપ અથવા ઘોર કર્મ કરતો જુએ, તોપણ તારે તને પોતાને તેના કરતા સારો ગણવો નહિ જોઇએ કારણ કે તુ જાણતો નથી કે કયા સુધી તુ ભલામા ટકી રહેશે

આપણે સઘળા અસ્થિર છીએ, પણ જોજે તુ તારા પોતાના કરતા બીજાને વધારે અસ્થિર ગણતો

## અધ્યાય ૩.

### સત્યનુ શિક્ષણ

૧ જેને આકૃતિ અથવા પસાર થઈ જનારા શબ્દો નહિ પણ સત્ય પોતે, જેમ છે તેમ શીખવે છે, તેને ધન્ય છે

આપણી બુદ્ધિ અને સમજણ વારવાર આપણને છેતરે છે અને ઓછુ જુએ છે

ગુપ્ત ભેદ અને ગૂઢ વાતો જે ન જાણ્યાને લીધે ન્યાયને દિવસે આપણને સવાલ નહિ પૂછવામા આવે, તે સબધી મોટો વિવાદ કરવામા શો લાભ ?

અજાયબ મુર્ખાઈ છે, કે લાભદાયક અને જરૂરની વાતો એક કોરે મૂકીને આપણે અજાયબ અને હાનિકારક વાતો પર લક્ષ દઇએ છીએ! છતી આખે આપણે જોતા નથી

અને પદાર્થની જાતિ અને પ્રકારમા હાથ ઘાલવાની આપણને શી જરૂર છે ? જેની સાથે અનાદિ શબ્દ બોલે છે તે અભિપ્રાયના સમૂહમાથી મુકત છે

' એક શબ્દ'થી સઘળા અને સઘળા એજ શબ્દ બોલે અને એજ આદિ છે, જે આપણી સાથે પણ બોલે છે "

તેના વિના કોઈ પણ માણસ ખરી રીતે સમજી, અને અનુમાન કરી શકતો નથી.

જેને સઘળી વસ્તુઓ એક છે અને જે સઘળી બાબતો "એક" ભણી ખેંચી જાય છે, અને સઘળી વસ્તુઓ એકમા જુએ છે, તે મનમા સ્થિર હશે, અને પરમેશ્વરમાં શાંતિથી રહેશે.

ઓ સત્ય પરમેશ્વર! મને તારી સાથે અનંતકાળિક પ્રીતિમાં "એક" કર

ઘણી બાબતો વાર વાર વાચવા અને સાંભળવાથી હુ કાયર થાઉં છું, જે હુ ઇચ્છુ છું અથવા ખોળું છુ તે સઘળું તારામા છે

સર્વ પંડિતો છાના રહે, અને સઘળી સરજાએલી વસ્તુઓ તારી હજુરમાં પોતાનુ મોં બંધ કરે; કેવળ તું એકલો મારી સાથે વાત કર.

૨. જેટલો વધારે માણસ પોતામાં એકચિત્ત અને અંદર સાદો છે, તેટલી વધારે ગૂઢ બાબતો તે મહેનત વગર સમજે છે, કેમકે ઉપરથી તેની બુદ્ધિને પ્રકાશ મળે છે.

શુદ્ધ, સાલસ, અને સ્થિર આત્મા કામના પુષ્કળપણાને લીધે ભક્તિહીન થઈ જતો નથી; કેમકે તે સઘળું પરમેશ્વરના માનાર્થે કરે છે, અને પોતામાં સઘળા સ્વાર્થથી દૂર રહેવા યત્ન કરે છે.

તારા હૃદયના નિરંકુશ વિકાર કરતાં કોણ તને વધારે રોકે અથવા કાયર કરે છે?

ભલો અને ભક્તિમાન માણસ જાહેરમાં કરવાનાં કામોની પહેલાં અંદર રચના કરે છે; અને તેઓ તેને ભુંડા વિકારો

ગમ ખેચતા નથી  પણ વિકારોને તે ખરી બુદ્ધિની સત્તાને વશ કરે છે

પોતાને જીતવા પ્રયત્ન કરનાર કરતા  કાણ વધારે જબરી લડાઈ કરે છે?

અને એજ આપણુ કામ હોવુ જોઇએ એટલે પોતાને જીતવુ અને પ્રતિદિન પોતાના વિકારો પર પ્રબળ થતા જવુ અને વધારે આગ થવુ

૩  આ જીવનની સઘળી સ પૂર્ણતામા કોઈક જાતનુ અપૂર્ણ પણુ રહેલુ છે અને આપણા સઘળા વિચાર કોઈક જાતના અ ધકાર વિના નથી

વિદ્યાના ઉડા જ્ઞાન કરતા આપણા પોતા સ બધીનુ નમ્ર જ્ઞાન પરમેશ્વર તરફ વધારે નિર્ભય માર્ગ છે

વિદ્યાને તેમજ કોઈપણ વસ્તુનુ જ્ઞાન જે પોતામા સારૂ અને પરમેશ્વરે ઠરાવેલુ છે તેને દોષ દેવો નહિ  પણ સારૂ મન અને સદગુણી જીવન હમેશા વધારે પસદ કરવુ જોઇએ

હવે કારણ કે ઘણા સદગુણી જિદગી કહાડવા કરતા વિદ્વાન થવા વધારે મહેનત લે છે  માટે તેઓ ઘણી વાર ઠગાય છે અને બીલકુલ નહિ  અથવા થોડુ ફળ આપે છે

૪  હાય જો માણસો જેટલી તત્પરતા પ્રશ્નો પૂછવામા રાખે છે તેટલી દુર્ગુણો જડમૂળથી ઉખેડી નાખવા અને સ ગુણો રોપવામા રાખત તો આટલી ખરાબી અને દુરાચાર લોકોમા તેમજ આટલુ ઢીલાપણુ મઠોમા ન હોત!

ખરેખાત, ન્યાયકરણને દિવસે આપણને આપણે વાચેલા સબધી નહિ પણ આપણે કરેલા વિષે આપણે કરેલા શુદ્ધ ભાષણ વિષે નહિ  પણ આપણે કેવી સદ્ગુણી જિદગી કહાડી તે સબધી પૂછવામા આવશે

મને કહે, પેના બધા શાસ્ત્રીઓ અને શિક્ષકો જેઓની તેઓના જીવનકાળમા ત્યા મારી પેઠે ઓળખાણ હતી, અને વિદ્યામા નામીચા હતા તેઓ અત્યારે કયા છે?

તેઓની પદવી ઉપર અત્યારે બીજા છે, અને કોણ જાણે તેઓ તેમનો વિચાર કરે છે કે કેમ

તેમના જીવનકાળમા તેઓ કઈક દેખાયા, પણ અત્યારે તો કોઈ તેમનુ નામ પણ લેતુ નથી

૫ અરે કેવી ઝડપથી દુનિયાની કીર્તિ જતી રહે છે! અહા જો તેઓનુ જીવન તેમના જ્ઞાનને મળતુ હોત તો કેવુ સારૂ! ત્યારેજ તેઓ સારી રીતે શીખ્યા અને શીખવ્યુ

આ દુનિયામા કેટલા બધા પરમેશ્વરની સેવાની થોડી પરવા નહિ રાખતા વ્યર્થ વિદ્યા સપાદન કરવામા નાશ પામે છે!

કેમકે તેઓ નમ્ર થવા કરતા મોટા થવુ ચાહે છે, માટે તેઓ પોતાની ભાવનામા ગુમ થઇ ગયા

જે પરમેશ્વરના પ્રેમમાં મોટો છે તે ખરેખાત મોટો છે.

જે પોતાની નજરમા નાનો છે, અને મોટી પદવીની દરકાર કરતો નથી તે ખરેખાત મોટો છે

જે ખ્રિસ્તને સપાદન કરવા સઘળી દુન્યવી વસ્તુઓને કચરા સમાન લેખવે છે તે ખરેખાત ડાહ્યો છે

અને જે પરમેશ્વરની ઇચ્છા પુરી કરે છે, ને પોતાની ઇચ્છા નકારે છે, તે યથાર્થ રીતે મોટો વિદ્વાન છે

---

## અધ્યાય ૪.

### આપણાં કાર્યોમાં અગમચેતી અને ડહાપણ

૧ આપણે દરેક વાત અને વચણ પર ભરોસો ગણવો નહિ જોઇએ, પણ કાળજી અને ધીરજથી સઘળી બાબતોનો પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે તોલ કરી જોવો જોઇએ

પણ હાય! હાય! આપણે એવા અવિચારી છીએ, કે વારવાર અન્યોની ભલાઈ કરતા તેમની ભુડાઈ વિષે વધારે તત્પરતાથી માનવા અને બોલવા વધારે તૈયાર છીએ

સંપૂર્ણ જનો દરેક વાત કહેનાર પર ઝટ વિશ્વાસ લાવતા નથી કારણ કે માનવી નિર્બળતા સહેજમા ભુડા તરફ ઝૂકે છે, અને વાતચીતમા ભૂલને પાત્ર છે તે તેઓ જાણે છે

૨ જે કરવાનુ છે તેમા ઉતાવળા ન થવું અને આપણા અભિપ્રાયમા હઠ ન લેવી એ મોટુ ડહાપણ છે

માણસો કહે તે દરેક વાતનો વિશ્વાસ ન કરવો તેમજ આપણે સાભળેલુ અથવા માનેલુ તરત બીજાના મનમા ન ફુકવુ, એ પણ આ ડહાપણનો ભાગ છે

ડાહ્યા અને નીતિમાન માણસની સલાહ લે અને તારા પોતાના મનના વિચારો પ્રમાણે ચાલવા કરતા વધારે સારા પાસે શિક્ષણ લેવા શોધ કર

સદ્ગુણી જીવન માણસને પરમેશ્વર પ્રમાણે જ્ઞાની, અને ઘણી બાબતોમા નિપુણ બનાવે છે

માણસ મનમા જેટલો વધારે દીન અને પરમેશ્વરને વધારે આધીન છે તેટલો વધારે તે સઘળી બાબતોમા જ્ઞાની અને તેટલી વધારે શાંતિવાળો થશે

## અધ્યાય ૫.

### પવિત્ર શાસ્ત્રનું વાચન

૧ પવિત્ર શાસ્ત્રમા વક્તૃત્વ નહિ, પણ સત્ય શોધવુ જોઇએ

આખુ પવિત્ર શાસ્ત્ર જે આત્માથી રચાએલુ છે, તે આત્માથી વાચવુ જોઇએ

શાસ્ત્રમા વાતોની ભાષાચાતુરી નહિ, પણ લાભ શોધવો જોઇએ

ઉમદા અને માર્મિક પુસ્તકોની પેઠે ભક્તિમય અને સાદી ચોપડીઓ પણ ખુશીથી વાચવી જોઇએ

ગ્રંથકાર નાનો કે મોટો વિદ્વાન હોય તેને લીધે ઠોકર ન ખા પણ પૂર્ણ સત્યની પ્રીતિ તને વાચવા તરફ ખેંચે

કોણે કહ્યુ છે તેની ખોળ ન કર પણ શુ કહેલુ છે તે લક્ષમા લે

"માણસો નાશ પામે છે, પણ પરમેશ્વરનુ સત્ય જુગોજુગ રહે છે"

૨ માણસના મોની ગમ જોયા વગર પરમેશ્વર જુદી જુદી રીતે આપણી સાથે વાત કરે છે

પવિત્ર શાસ્ત્ર વાચનામા આપણી જિજ્ઞાસા વારવાર આપણને રોકાણ કરે છે કારણ કે જે પડતુ મૂકવાનુ હોય તે સમજવા અને વિવાદ કરવા આપણે ઇચ્છીએ છીએ

જો તુ લાભ મેળવવા ચાહે છે, તો નમ્રતા, માનસાઈ, અને શ્રદ્ધાથી વાચ, અને વિદ્વાન કહેવાનાની ઇચ્છા ન રાખ

પ્રેમથી પ્રશ્નો પૂછ, અને શાતિથી મહાત્માઓની વાતો સાભળ,

અને પૂર્વજોના દષ્ટાંતોથી નાખૂશ ન થા, કારણ કે તેઓ વિના કારણ બોલ્યા નથી

## અધ્યાય ૬.

### અનિયમિત ચાહનાઓ

૧ જ્યારે જ્યારે માણસ કશુ અનિયમિત રીતે ઇચ્છે છે ત્યારે તરત તેનામા અશાંતિ ફેલાય છે

અભિમાની અને લોભીને કદી ચેન પડતું નથી, મનમા દીન અને નમ્ર જનો મહાશાંતિમા દિવસો ગુજારે છે

જે માણસ હજી પોતામા પૂર્ણ રીતે મરી ગયો નથી તે જલદી પરીક્ષણમા આવે છે, અને નાની તથા નીચ બાબતોમા હરી લેવાય છે

જે આત્મામા નબળો છે અને હજી કોઈ પ્રકારે દૈહિક છે અને વિષયવાસનાને વશ છે તેને સાંસારિક ભાવનાઓથી પુરે પુરી રીતે દૂર રહેવુ કઠણ પડે છે

અને તેથી જ્યારે તેમને નકારવી પડે છે ત્યારે ઘણી વાર દિલગીર થાય છે અને જો કોઇ તેને રોકે તો સહેલાઇથી તેના પર ક્રોધ કરે છે

અને જો તે પોતાની ભાવના પ્રમાણે ચાલ્યો હોય તો તરત અંતઃકરણના ઠપકાથી દુઃખી થાય છે કેમકે વિષયવાસના જે શાંતિ ઇચ્છે છે તેની શાંતિ ઉપજાવતી નથી તેની પાછળ તે ચાલ્યો

માટે વિષયવાસનાને આધીન થવામા નહિ પણ તેની સાથે લડવામા મનની ખરી શાંતિ મળે છે

માટે દૈહિક માણસના હૃદયમા તેમજ બાહ્ય વસ્તુઓમા

અનુરાગી માણસમા શાંતિ નથી પણ સુભક્ત અને આત્મિક માણસમા છે

## અધ્યાય ૭.

### ખોટો ભરોસો અને અભિમાનથી દૂર રહેવુ

૧ મનુષ્યો અથવા સરજાએલી વસ્તુઓમા આશા રાખનાર માણસ મૂર્ખ છે

ખ્રિસ્તની પ્રીતિને લીધે અન્યોની સેવા કરવા અને આ દુનિયામા ગરીબ લેખાવા શરમાતો મા

તુજ પોતા પર ભરોસો ન રાખ પણ પરમેશ્વરમા તારી આશા સ્થાપ

તારાથી થઇ શકે તે કર અને પરમેશ્વર તારી સારી ઇચ્છાને સહાય થશે

તારા પોતાના જ્ઞાન તેમજ કોઈ પણ માણસની ચતુરાઇ પર નહિ, પણ પરમેશ્વર જે નમ્રને મદદ કરે છે અને અભિમાનીઓને નમાવે છે, તેની કૃપા પર ભરોસો રાખ

૨ જો તારી પાસે ધન હોય તો અભિમાન ન કર તારે શકિતમાન મિત્રો હોય તેનો ગર્વ ન કર પણ પરમેશ્વર જે બધળી વસ્તુ આપે છે, અને સર્વ ઉપરાત તેને પોતાને આપવા ચાહે છે તેનામા ભરોસો રાખ

તારા શરીરનો અથવા સૌંદર્ય, જે થોડા મદવાડથી બગડી જાય છે અને કુરૂપ થાય છે તેનો ગર્વ ન કર

તારી હોશિયારી અને અક્કલનું ગુમાન ન કર રખે પરમેશ્વર જેની પાસેથી સર્વ સ્વાભાવિક દાનો આવે છે તેને તુ નાખૂશ કરે

૩ બીજાઓ કરતા તુ તને પોતાને સારો ન ગણુ રખે કદાપિ તુ પરમેશ્વર જ માણસમા શુ છે તે જાણે છે તેની નજરમા વધારે ભુડો લેખાય

તારા સારા કૃત્યો | અભિમાન ન કર કારણ કે મનુષ્યના અને પરમેશ્વરના વિચારો જુ ા છે જે માણસને ગમે છે, તે વારવાર તેને પસન્ન નથી

જો તારામા કંઈ સારૂ હોય, તો માન કે બીજાઓમા તેથી વધારે છે એ માટે કે તુ નમ્રતા સાચવી રાખે

જો તુ તને પોતાને બીજા બધા કરતા નાનો માને તો તેમા તને કાઇ હાનિ નથી પણ જો તુ પોતાને ફકત એકના કરતા પણ મોટો ગણે તો તને ભારે નુકસાન છે

નમ્ર માણસના હૃદયમા નિરતર શાતિ વસે છે પણ અભિમાનીના હૃદયમા વારવાર ઈર્ષા અને સતાપ છે

## અધ્યાય ૮.

### અતિશય ઘરવટથી સાવધાન રહેવુ.

૧ રેક માણસ આગળ તારૂ મન ન ઉઘાડ પણ ડાહ્યા અને પરમેશ્વરની બીક રાખનારાઓની આગળ તારા કામકાજની ચર્ચા કર

જુવાનો અને અજાણ્યાઓની ઘણી સોબત ન કર

ધનવાનોની ખુશામત ન કર અને મોટા લોકની હજુરમા હાજર થવાનો શોખ ન રાખ

નમ્ર તથા સાદા ભકિતમાન તથા સદ્ગુણીઓનો સગ કર અને જ્ઞાનવર્ધક બાબતો વિષે વાતચીત કર

કોઈ નારી સાથે ઘરવટ ન રાખ, પણ બધી સારી સ્ત્રીઓને સારૂ સામાન્યમા પરમેશ્વરની સ્તુતિ કર

ફક્ત પરમેશ્વર અને તેના દૂતોની સાથે ઘરવટ રાખવાની ઇચ્છા રાખ, અને મનુષ્યોના પરિચયથી વેગળો રહે.

૨. સઘળા માણસો પર આપણે પ્રેમ કરવો જોઇએ પણ સઘળા સાથે ઘરવટ રાખવી ઠીક નથી.

કોઇ કોઇ વાર એમ બની આવે છે કે અણદીઠ જન સારી કીર્તિમા ઝળકતો લાગે છે, પણ નજર આગળ આવે ત્યારે ઝાખો માલમ પડે છે

કોઇ કોઈ વાર આપણા સમાગમથી આપણે અન્યોને પ્રસન્ન કરવાનુ ધારીએ છીએ, પણ આપણામા ખોટા લક્ષણ જોઇને તેઓ વધારે નારાજ થવા માંડે છે.

## અધ્યાય ૯.

### આજ્ઞાંકિતપણું અને આધીનતા.

આજ્ઞાકિતપણામાં રહેવુ, ઉપરીને વશ થઇને જિદગી કહાડવી, અને સ્વેચ્છાચારી ન થવુ, એ મોટી વાત છે.

અધિકારી થવા કરતા તાબેદાર થવુ વધારે સલામત છે.

ઘણાઓ પરમેશ્વરની પ્રીતિના કરતા આવશ્યકતાને લીધે આધીનતામા રહે છે, પણ એવાઓને દુ ખ છે અને બબડવા લાગે છે.

અને જો તેઓ પરમેશ્વરને લીધે આખા મનથી આધીન ન થાય તો કદી મનની સ્વત ત્રતા પ્રાપ્ત કરશે નહિ

અહીં નાસ તહીં નાસ, પણ ઉપરીનો નમ્ર તાબેદાર થયા વિના તને શાતિ થશે નહિ

સ્થાનની કલ્પના અને મુકામના ફેરફારે ઘણાને છેતર્યા છે

૨  એ તો ખરૂં કે દરેક માણસ ખુશીથી પોતાની મરજી પ્રમાણે ચાલે છે, અને પોતાના મરજીના મનવાળાઓ ગમે છે ચાય છે

પણ જો પરમેશ્વર આપણી મધ્યે હોય તો શાંતિને લીધે કોઈ કોઈ વાર આપણો અભિપ્રાય છોડી દેવો જરૂરનું છે

બધી બાબતો પુરેપુરી જાણે એવો જ્ઞાની કોણ છે?

માટે તારા વિચાર પર વધારે ભરોસો ન રાખ, પણ અન્યોના અભિપ્રાયને ખુશીથી કાન ધર

જો કે તારો અભિપ્રાય સારો હોય, છતાં પરમેશ્વરને લીધે તું તે છોડી દે અને બીજાના અભિપ્રાય પ્રમાણે ચાલે, તો તેથી તને વધારે લાભ થશે

૩  કેમકે મેં ઘણી વાર સાંભળ્યું છે કે સલાહ આપવા કરતાં સલાહ સાંભળવી તથા લેવામાં વધારે સલામતી છે

બની પણ આવે છે કે બન્નેનો અભિપ્રાય સારો હોય, પણ જ્યારે મતલબ અથવા કારણ જરૂર પાડે, ત્યારે બીજાનો અભિપ્રાય કબુલ રાખવા નાખુશ થવું એ અભિમાન અને હઠની નિશાની છે

કેમકે ઘણું જલદી આપણે વ્યર્થતાથી કલંકિત થઇએ છીએ, અને તેના ફાંદામાં પડીએ છીએ

હું ઘણી વાર ચૂપ રહ્યો હોત અને માણસોના સહવાસમાં આવ્યો ન હોત તો કેવું સારૂ!

હવે જો અંતઃકરણના ઠપકા વગર આપણે ભાગ્યે ફરી મૌનમાં આવીએ છીએ તો શા માટે આપણે એક બીજા સાથે વાતચીત કરવા અને ગપ્પાં મારવા આટલા શોખીન છીએ?

આપણે વાતચીત કરવા આટલા શોખીન છીએ, કારણ કે આપણે એક બીજા સાથે ગોષ્ટિમાં દિલાસો શોધીએ છીએ અને આપણું મન જે જાત જાતના વિચારોથી કાયર થયું, તેને વિસામો મળે એવું ચાહીએ છીએ

અને જે વાતો પર આપણને અતિશય પ્રેમ છે, અથવા જેની તૃષ્ણા રાખીએ છીએ અથવા જે આપણી વિરુદ્ધ છે, તે સંબંધી ઘણી ખુશીથી વિચાર અને વાતચીત કરીએ છીએ,

પણ કેવી દુઃખની વાત, તે ઘણી વાર વ્યર્થ અને નકામું છે કેમકે બાહ્યદિલાસો અંતરસ્થ અને ઇશ્વરી દિલાસાને ઘણું નુકસાન કરે છે

૨ તેથી આપણે જાગૃત રહેવું અને પ્રાર્થના કરવી, રખે આપણો વખત વ્યર્થ ન જાય

જો તે કાયદેસર અને મગનડતાભર્યું હોય તો સુધારા વિષે સંભાષણ કર.

આપણા સુધારા વિષેના ખોટા રિવાજો અને બેપરવાઇ આપણી જીભને ઘણી છૂટ આપે છે.

પણ આત્મિક વાતો વિષે ભક્તિમાન સંભાષણ આત્મિક ઉન્નતિને ઘણી મદદ કરે છે, વિશેષ કરીને જ્યાં એકમનના અને આત્માના જનો પરમેશ્વરના સંબંધમાં રહે છે

## અધ્યાય ૧૧.

## શાંતિ પ્રાપ્ત કરવાનો અને આત્મિક ઉન્નતિનો ઉમંગ

૧ જો આપણે અન્યોની વાતો અને કામકાજ જેમાં આપણને લેવ દેવા નથી તેમાં હાથ ન ઘાલત તો આપણને ઘણી શાંતિ મળી શક્ત

જે અન્યોના કામકાજમાં હાથ ઘાલ છે જે બાહર ટાણું શોધે છે જે થોડો અથવા ભાગે પોતા પર અંદર સંયમ રાખે છે તે કેમ કરીને લાંબા વખત સુધી શાંતિમાં રહી શકે?

નમ્ર મનવાળાઓને ધન્ય છે કેમકે તેઓ ઘણી શાંતિ ભોગવશે

૨ સંતોમાના કેટલાક આટલા સંપૂર્ણ અને ચિંતનશીલ બની ગયા તેનું કારણ શું?

કેમકે તેઓને બધો પ્રયત્ન સઘળી દુન્યવી ભાવનાઓથી પુરેપુરી રીતે વિરકત થવાનો હતો અને તેથી કરીને તેઓ તેમના આખા મનથી પરમેશ્વરને જોડાઇ અને છૂટથી પોતાની રખેવાળી કરી શક્ત હતા

પણ આપણ આપણી ભુંડી ઇચ્છાઓને ઘણાંજ વળગ્યા રહીએ છીએ, અને ક્ષણભંગુર નાના વિષે અધિક ચિંતા રાખીએ છીએ

આપણ એકાદ દુર્ગુણ પણ પુરેપુરી રીતે છતી લતા તમજ આપણા રાજના સુધારાની જલદ ઇચ્છા રાખતા નથી તેથી આપણે મંદ અને ઢીલા રહીએ છીએ

૩ જો સ્વાર્થ પુરેપુરો મરી જાય અને કોઈ પણ પ્રકારે

દુન્યવી વ્યવહારમા ન ગુચવા એ તો ઈશ્વરી વાનાનો આપણને સ્વાદ લાગત અને સ્વર્ગીય ચિંતનનો કંઈક અનુભવ થાત

પુરપુરી અને સાચી મોટી અડચણ એ છે, કે આપણે બુરી ઇચ્છાઓ અને વિષયવાસનાથી છૂટા નથી અને સતોના સંપૂર્ણ માર્ગમા પ્રવેશ કરવા પ્રયત્ન કરતા નથી

જ્યારે આપણા પર કોઈ નાની સરખી આફત આવે છે, ત્યારે તરત મો ઉતરી જાય છે અને માનવી દિલાસો શોધીએ છીએ

૪ જો આપણે શૂરવીર જનોની પેરે યુદ્ધમા ટકી રહેવા પ્રયત્ન કરત તો નક્કી આપણે સ્વર્ગમાથી પરમેશ્વરને મદદ કરતો જોત

કેમકે તે યુદ્ધ કરનારને અને તેની કૃપામા ભરોસો રાખનારને મદદ કરવા તૈયાર છે તે જાતે આપણને યુદ્ધ કરવાના પ્રસગો આપે છે એ માટે કે આપણે જીતીએ

જો આપણે કેવળ આ બાહ્ય આચાર વ્યવહારમા આપણી ધાર્મિક ઉન્નતિ સમજીએ તો ઝટ આપણી ભક્તિનો અંત આવશે

પણ આપણે મૂળ ઉપર કુહાડી મારીએ કે વિષયવાસનાથી શુદ્ધ થઈને મનની શાન્તિ પામીએ

૫ જો આપણે દર વરસ એક દુર્ગુણ ઉખેડી નાખીએ, તો જલદી સંપૂર્ણ માણસ થાત

પણ હમણા તો ઘણી વાર ઉલટુ લાગે છે, એટલે આપણા બદલાણની શરૂઆતમા આપણે જેવા સારા હતા તેના કરતા અત્યારે ધર્મમા ઘણાક વરસ ગુજર્યા પછી આપણે પોતાને વધારે સારા અને શુદ્ધ દેખતા નથી

આપણા ઉત્સાહ અને ઉન્નતિએ રોજ રોજ વૃદ્ધિ પામવી જોઇએ, પણ અત્યારે તો જો કોઇએ પોતાના પ્રથમના ઉત્સાહનુ કંઇક જારી રાખ્યુ હોય તો એ મોટી વાત લેખાય છે

જો શરૂઆતમા આપણે પોતાના ઉપર થોડી સખતાઈ કરી હોત, તો પછી સઘળુ સરળતા અને હરખથી કરી શકત

૬ આપણી જુની ટેવ છોડી દેવી એ કઠણ છે, પણ આપણી ઇચ્છાની વિરૂદ્ધ ચાલવુ એ એથી વધારે કઠણ છે

પણ જો તુ નાની હલકી બાબતો છતી ન લે, તો મોટી મુશ્કેલીઓ કેમ કરીને પાર ઉતરશે ?

શરૂઆતમા મનની નઠારી વલણની સામે થા અને નઠારી ટેવો છોડી દે રખે ધીમે ધીમે તે તારા પર મોટી મુશ્કેલી લાવે

અરે, જો તુ જાણત કે સારી ચાલથી કેવી શાંતિ તને પોતાને અને કેટલો આનદ અન્યોને થાય, તો હુ ધારૂ છુ કે તુ તારી આત્મિક ઉન્નતિને માટે વધારે કાળજી રાખત

## અધ્યાય ૧૨.

### વિપત્તિના લાભ

૧ કોઇ વાર આપણા પર થોડી આફતો અને સકટો આવે છે, તે આપણને લાભદાયક છે, કારણ કે તેથી વારવાર માણસને પોતાની સ્થિતિનુ ભાન આવે છે, તે જાણે છે, કે પોતે દેશનિકાલ કરેલો છે, અને કોઇ પણ દુન્યવી ચીજ પર ભરોસો રાખવો નહિ

કોઇ વાર આપણે વિરોધ સહીએ, અને જો કે આપણુ કામ અને ભાન સારૂ હોય છતા લોકોને આપણા સબધી ખોટુ

ધાગ્વા અને આપણી અવગણના કરવા દઇએ, તે આપણને લાભદાયક છે

આ આપણને નમ્ર થવાને મદદ કરે છે, અને મિથ્યાભિમાનથી બચાવે છે.

કેમકે જ્યારે બહાર લોક આપણને ધિક્કારપાત્ર ગણે અને આપણા સંબંધી ખોટું ધારે, ત્યારે આપણે પરમેશ્વર, જે આપણો અંદરનો સાક્ષી છે તેને વધારે ખગ મનથી શોધીએ છીએ.

૨. માટે માણસ પરમેશ્વરમાં એવી મજબુત રીતે સ્થાપિત થવું જોઇએ, કે તેને ઘણા માનવી દિલાસો શોધવાની જરૂર ન પડે.

જ્યારે કોઇ ભલા મનવાળા માણસ પર વિપત્તિ આવે છે, અથવા તે પરીક્ષણમાં પડે છે, અથવા નઠારા વિચારોથી સતાવાય છે, ત્યારે તે વધારે સારી રીતે સમજે છે, કે પરમેશ્વરની તેને વધારે જરૂર છે, અને તેને માલમ પડે છે, કે તેના વિના તે કશું પણ સારૂ કરી શકતો નથી

ત્યારે જે દુઃખ તે વેઠે છે તેને લીધે વિલાપ કરે છે, નિસાસો મૂકે છે, અને પ્રાર્થના કરે છે.

ત્યારે વધારે જીવવું દુ:ખદાયક સમજે છે, અને મોત માગે છે કે "શરીરથી છૂટો થઇને ખ્રિસ્ત પાસે જઈ પહોચે.

ત્યારે તે સારી રીતે સમજે છે, કે સંપૂર્ણ નિર્ભયતા અને પૂરી શાંતિ આ દુનિયામાં પ્રાપ્ત કરી શકાતી નથી.

---

## અધ્યાય ૧૩.

### પરીક્ષણ સામે થવું.

૧. આપણે આ દુનિયામા જીવીએ છીએ, ત્યા સુધી સકટ અને પરીક્ષણ વગર રહી શકતા નથી.

માટે યોબના પુસ્તકમા લખેલુ છે "પૃથ્વી ઉપર માણસનુ જીવન પરીક્ષણ છે."

તેથી દરેક જણે પોતાના પરીક્ષણો સબધી કાળજીવાળા થવુ, અને પ્રાર્થનામા જાગૃત રહેવું જોઇએ, રખે શેતાન જે કદી ઉંઘતો નથી પણ "શોધતો ફરે છે, કે કોને ગળી જાઉં," તે પ્રસંગ મળવાથી તેને છેતરે.

કોઇપણ માણસ એવો સપૂર્ણ અને પવિત્ર નથી કે જેના પર કોઇ વાર પરીક્ષણો ન આવે, અને આપણે કદી તેઓથી પુરેપુરા મુકત રહી શકતા નથી.

૨ એમ છતા પરીક્ષણો માણસને ઘણા લાભદાયક છે. જો કે તે દુખદાયક અને ભયકર હોય, કારણ કે તેમાં માણસ નમ્ર, શુદ્ધ અને બોધિત થાય છે.

બધા સતોને ઘણા દુ:ખ અને પરીક્ષણો વેઠવા પડયા, અને તેઓથી તેમને લાભ થયો

અને જેઓ પરીક્ષણો સહન કરી શકયા નહિ, તેઓ નાપસદ થયા, અને પડી ગયા

કોઇપણ ધાર્મિક મડળી એવી પવિત્ર નથી, કોઇપણ સ્થાન એવુ એકાંત નથી, કે જ્યાં પરીક્ષણો અથવા દુ:ખો ન હોય.

૩ માણસ જીવે છે ત્યાં સુધી કદી પરીક્ષણોથી પુરેપુરો જોખમરહિત નથી; કારણ કે પાપવાસનામા જન્મ્યાને લીધે પરીક્ષણનુ મૂળ આપણા પોતામા છે.

એક પરીક્ષણ અથવા દુ ખ જતું રહે છે, ત્યારે બીજુ આવે છે, તેથી આપણને હંમેશા કઇ ને કઇ ભોગવવાનુ છે, કારણ કે આપણા સુખનો લાભ ગુમાવ્યો છે.

ઘણાઓ પરીક્ષણથી નાસી જવા પ્રયત્ન કરે છે, અને વધારે ઉંડા તેમા પડે છે

માત્ર નાસી છૂટવાથી આપણે જીતી શકતા નથી પણ ધીરજ અને ખરી નમ્રતાથી આપણે આપણા સઘળા દુશ્મનો કરતા વધારે બળવાન થઇએ છીએ

૪ જે કેવળ ભુંડાને બહારથી દૂર કરે છે, અને તેમનુ મૂળ ઉખેડી નાખતો નથી, તે થોડો લાભ મેળવશે.

ઉલટુ પરીક્ષણો જલદી તેના ઉપર પાછા આવશે, અને તે પોતાને વધારે ભુંડી સ્થિતિમા જોશે.

તુ પોતા પર સખતાઇ અને તારા આગ્રહ કરતાં પરમેશ્વરની કૃપાથી ધીમે ધીમે ધીરજથી અને સહનશીલતાથી તેઓ ઉપર વધારે સારી રીતે જીત મેળવી શકીશ.

પરીક્ષણમા વારવાર સલાહ લે, અને જે પરીક્ષણમા પડેલો છે તેના પર સખતાઈ ન કર, પણ દિલાસા જે તુ પોતાને સારૂ ચાહત તે તેને આપ

૫ મનની અસ્થિરતા, અને પરમેશ્વરમા ઓછો ભરોસો એ સઘળા ભુંડા પરીક્ષણોનો આરંભ છે, કેમકે જેમ સુકાન વગરનુ વહાણ મોજાંથી આડી તડી ફેંકાય છે, તેમ બેદરકાર અને પોતાનો નિશ્ચય છોડી દેનાર જન ઘણી રીતે પરીક્ષણમાં આવે છે.

આગમા લોઢાની પારખ થાય છે, અને ન્યાયી માણસની પરીક્ષણમા.

આપણે ઘણી વાર જાણતા નથી કે આપણે શુ કરી શકીએ છીએ, પણ આપણે શુ છીએ તે પરીક્ષણ ખુલ્લુ કરે છે.

તોપણ આપણે સાવચેત રહેવુ જોઇએ, વિશેષ કરીને પરીક્ષણના આરંભમા, કેમકે ત્યારે જો શત્રુને મનના દ્વારમા પેસવા ન દઇએ પણ બારણુ ઠોકે તેજ પળે ઉમરા બહાર આવી સામા થઇએ તો તે વધારે સહેલાઇથી જીતી શકાય છે.

તેથી કરીને કોઇએ કહ્યુ છે કે, "શરૂઆતને રોક, કેમકે જો ચોળીશ તો વ્યાધિ ઘર કરી બેસશે અને તે વખતે દવા મોડી પડશે"

કેમકે પહેલો પ્રથમ જરાક મનમા વિચાર આવે છે; પછી દઢ કલ્પના, ત્યાર પછી આનંદ, કામી જુસ્સો અને સંમતિ.

અને એમ જો આરંભથી સામા ન થઇએ તો ધીમે ધીમે દુષ્ટ શત્રુ અંદર પુરેપુરો દાખલ થઇ જાય છે

અને સામે થવામા કોઇ જેટલો આળસુ છે તેટલો વધારે તે દિનપ્રતિદિન નિર્બળ થાય છે અને શત્રુ તેના પર સબળ થતો જાય છે.

૬ કેટલાએક પરમેશ્વરની ગમ કર્યાના આરંભમા વધારે ભારે પરીક્ષણમા આવે છે, અને કેટલાએક અંતે આવે છે.

અને કેટલાક જાણે તેમની આખી જિંદગીભર સતાવાય છે કેટલાએક નાના નાના પરીક્ષણોમા આવે છે અને એ, પરમેશ્વર જે માણસની સ્થિતિ અને પુણ્ય તોળે છે અને પોતાના પસંદ કરેલાઓના તારણને માટે સઘળા વાના આગળથી ઠરાવી મૂકે છે, તેના જ્ઞાન અને ન્યાયની રચનાનુસાર છે

૭ માટે આપણે પરીક્ષણમા આવીએ, ત્યારે આશા મૂકી દેવી નહિ જોઇએ પણ વધારે આતુરતાથી પરમેશ્વરની પ્રાર્થના કરવી, કે તે દરેક સંકટમા આપણને સહાય કરવાની મહેરબાની

करे, अने खचीत परमेश्वर पवित्र पाउलना कहेवा प्रमाणे "परीक्षणो साथे, (एवो) छटकारानो रस्तो पण करशे, के आपणे सही शकीए"

माटे दरेक परीक्षण अने मरकमा आपणे आपणा आत्माओने परमेश्वरना हाथ तळे नम्र बनावीए, केमके ते, जे मनमा दीन छे, तेने तारशे अने उच्च स्थाने चढावशे

८ माणसे केवी उन्नति करी छे तेनी तेना परीक्षणो अने मरको साबीती आपे छे, ने वडे पुण्यनो वधारो थाय छे, अने सद्गुण वधारे प्रगट थाय छे

माणसो उपर कोई विपत्ति न आवे, त्या सुधी ते भक्तिमान अने उमगी रहे ए मोटी वात नथी, पण सकट धीरजथी सहे तो महाउन्नतिनी आशा छे

केटलाएक मोटा परीक्षणोथी बचावी रखाय छे, अने वारवार रोजना नाना परीक्षणोमा हारी जाय छे ए माटे के, एम नम्र थएला जेओ नानी बाबतमा एटला नबळा हता, तेओ कदी मोटा परीक्षणोमा पोताना उपर भरोसो न राखे.

## अध्याय १४.

## अविचारीपणुं तजवुं.

१. तु पोता उपर तारी नजर कर, अने अन्योना कृत्योनो न्याय करतो मा

अन्योना कृत्योनो न्याय करवामा माणस व्यर्थ परिश्रम ले छे, ते वारवार भूल करे छे अने सहेलाइथी पाप करी बेसे छे. पण पोतानो न्याय अने चोकसी करवामा सदा तेनो परिश्रम लाभदायक छे

જેવો કોઈ વસ્તુ પર આપણો ભાવ તેવો વારવાર આપણે તેનો ન્યાય કરીએ છીએ કારણ કે વ્યપારને લીધે વ્યાજબી ન્યાય સહેલાઈથી ગુમાવીએ છીએ

જો સદા પરમેશ્વર ફક્ત આપણા હૃદયનો હેતુ હોત, તો આપણા અભિપ્રાયની હરિયાફતને લીધે આપણને બેચેની ન થાત

પણ ઘણીક વાર કઇક અદર ગુપ્ત પડી રહે છે, અથવા બહારથી આની પડે છે જે આપણને તેમની સાથે ખેચી જાય છે

૨ ઘણા જે કશ કરે છે તેમા ગુપ્ત રીતે પોતાનો સ્વાર્થ શોધે છે અને તેની તેમને માહીતી નથી

વળી જ્યા સુધી તેઓની ઇચ્છા અને વિચાર પ્રમાણે થાય છે ત્યા સુધી તેઓ સારી શાન્તિમા જણાય છે

પણ જો તેઓની ઇચ્છાથી ઉલટ થાય છે તો તરતજ બેચેન અને દીલગીર થાય છે ઘણી વાર દરિયાફત અને અભિપ્રાયના ફેરફારથી મિત્રો અને પાડોશીઓ ધાર્મિકો અને ભકતજનો વચ્ચે કજીઓ થાય છે

જુની ટેવ છોડી દેવી કઠણ છે, અને કોઈ પણ પોતાના વિચારની પેલી પાર ખશીથી એ ચાલતો નથી

જો તુ ઈસુખ્રિસ્તના વશ કરનાર સદ્‌ગુણ કરતા તારી પોતાની બુદ્ધિ અથવા પરિશ્રમ પર વધારે ભરોસો રાખે છે, તો તુ ભાગ્યે અને મોડો પ્રકાશિત માણસ થશ કેમકે પરમેશ્વર ચાહે છે કે આપણે તેને સપૂર્ણ રીતે આધીન થઈએ અને આપણામા બળતો છે તે પ્રાતિથી સઘળી બુદ્ધિઓ કરતા ચઢિઆતા થઈએ

## અધ્યાય ૧૫.

### પ્રીતિથી કરેલાં કાર્યો.

૧. દુનિયામાં કોઈ વસ્તુ કે કોઈ માણસની પ્રીતિને લીધે કઈ ખોટું કરવું નહિ જોઇએ. પણ કોઈ દરિદ્રીને માટે કોઈ વાર સારૂ કામ સ્વતંત્રપણે છોડી દઈ, અથવા બીજા વધારે સારા કામમા બદલાવી શકાય છે

કેમકે એમ કરવાથી સારૂ કામ ખોવાઈ જતુ નથી. પણ વધારે સારા કૃત્યમા બદલાય છે

પ્રીતિ વગર બહારના કૃત્યથી કઈ લાભ થતો નથી, પણ પ્રીતિથી કરેલુ કામ ગમે તેવું નાનુ અને તુચ્છ હોય છતાં આખુ ફળદાયક નીવડે છે.

કારણ કે પરમેશ્વર માણસ કેટલુ કરે છે, તે લક્ષમાં લેતો નથી, પણ કેટલા પ્યારથી કરે છે તે લક્ષમા લે છે.

૨. જે ઘણો પ્રેમ કરે છે તે ઘણુ કામ કરે છે. જે સારી રીતે કામ કરે છે તે ઘણુ કામ કરે છે

જે પોતાના સ્વાર્થ કરતાં બીજાની સેવા કરે છે, તે સારી રીતે કરે છે.

વારંવાર દેખાય છે તો પ્રીતિ, પણ ખરૂ જોતાં તો હોય છે માત્ર શારીરિક કામના કેમકે સ્વાભાવિક વલણ, સ્વાર્થ, બદલો મળવાની આશા, આપણા પોતાના લાભની ઇચ્છા ભાગ્યે વેગળા હોય છે

૩. જેને ખરી અને પૂર્ણ પ્રીતિ છે. તે કશામા સ્વાર્થ શોધતો નથી, પણ સર્વમાં માત્ર પરમેશ્વરનો મહિમા ઇચ્છે છે.

અને તે કોઇની અદેખાઇ કરતો નથી, કેમકે તે પોતાનો ખાસ આનંદ ચાહતો નથી.

તે પોતામાં હર્ષ કરવા ચાહતો નથી, પણ સઘળા સારા વાનાં કરતા પરમેશ્વરમાં સુખ પામવા ચાહે છે.

તે કોઈ પણ માણસને સારૂં આરોપતો નથી. પણ સઘળું પરમેશ્વરને આરોપે છે જેનામાંથી ઝરાની પેઠે બધી વસ્તુઓ નીકળે છે. અને સઘળા પવિત્રો અને તેનામાં શાંતિનો લહાવો લે છે

અને જો કોઈમાં ખરી પ્રીતિની માત્ર એક ચીણગારી હોત તો તે સઘળાં દુન્યવી વાનાંને વ્યર્થતાથી ભરેલા સમજત!

અ ન્યોની ભૂલ અને કોઈ પણ જાતની અપંગતા હોય તે ધીરજથી સાંખવાનો યત્ન કર કેમકે અન્યોને સહન કરવું પડે એવું તારામાં પણ ઘણું છે

જો તું પોતાને જેવો હોવો જોઇએ તેવો બનાવી શકતો નથી તો બીજો તું ચાહે છે, તેવો બને એવી આશા કેમ કરીને રાખે છે?

આપણ ચાહીએ છીએ કે અન્યો સંપૂર્ણ હોય અને તો પણ આપણે પોતાના અવગુણ સુધારતા નથી

૩ આપણે ચાહીએ છીએ કે અન્યો સખતાઇથી સુધરે પણ આપણે પોતે તો સુધારો ચાહતા નથી

અન્યોની અતિ છૂટ આપણને ગમતી નથી અને તોપણ જે જે આપણે માગીએ છીએ તો નકાર ન થાય એવું ચાહીએ છીએ

આપણે ચાહીએ છીએ અન્યો નિયમથી બંધાએલા રહે અને પોતા પર કોઈ પ્રકારનો દાબ રાખવા ચાહતા નથી

એથી ખુલ્લું થાય છે કે જો ભાગ્યે આપણે આપણા પાડોશીને આપણા સરખો ગણીએ છીએ

જો બધા પૂર્ણ હોત તો પરમેશ્વરના પ્રેમને લીધે અન્યોથી આપણને સહન કરવાનું શું હોત?

૪ પણ હવે પરમેશ્વરે એવી યોજના કરી છે કે આપણે એક બીજાનો બોજો ઉચકતાં શીખીએ કેમકે કોઈ પણ દોષહીણ નથી કોઈ પણ બોજા વગર નથી કોઇ પોતાને બસ નથી કોઈ પોતાને માટે પુરો જ્ઞાની નથી પણ આપણે એક બીજાને આધાર દિલાસો મદદ શિક્ષણ અને શિખામણ આપવી જોઇએ

પણ પ્રત્યેક માણસના સદ્ગુણનુ પ્રમાણ આફતને પ્રસગે ત્યાથી સારી રીતે દેખાય છે

કેમકે પ્રસગ માણસને નબળો બનાવતો નથી, પણ માણસ કેવો છે તે બતાવી આપે છે

## અધ્યાય ૧૭.

### સન્યાસ

૧ જો તુ અન્યો સાથે શાતિ અને સપ રાખવા ચાહે છે તો તારે ઘણી બાબતોમા પોતાને નકારવો જોઇએ

મઠ અથવા સાધુના ટોળામા વસવુ અને ત્યા બબડયા વગર રહેવુ અને મોત સુધી વિશ્વાસુ રીતે સ્થિર રહેવુ એ નાની વાત

૪. જગતને તેઓ અજાણ્યા, પણ પરમેશ્વરની નજીક અને જાની મિત્રો હતા.

પોતાને તેઓએ કંઈ લેખામા ન ગણ્યા, અને જગતની નજરમાં તેઓ ધિક્કારપાત્ર હતા, પણ પરમેશ્વરની નજરમા તેઓ મૂલ્યવાન અને પ્યારા હતા

તેઓ ખરી નમ્રતામા સ્થિર રહ્યા, તેઓએ શુદ્ધ આધીનતામા જીવન ગાળ્યુ

તેઓ પ્રીતિ અને ધીરજના ચાલ ચાલ્યા, તેથી દિનપ્રતિદિન આત્મામા ઉન્નતિ પામતા ગયા, અને પરમેશ્વરની મોટી કૃપાઓ પામ્યા

તેઓ સર્વ ભક્તોને માટે નમુનારૂપ મૂકવામા આવે છે, તેથી આપણે આળસુ જનોની મોટી સખ્યાની ચાલચલણથી મંદોત્સાહી થવા કરતાં ભલામા આગળ વધવા ઉત્તેજન પામવુ.

૫. અહા, પવિત્ર મડળીની શરૂઆતના સર્વ મઠવાસીઓનો ઉત્સાહ કેવો મોટો હતો?

અહા, પ્રાર્થનામાં કેવો તેઓનો અનુરાગ સદ્ગુણમાં વધવાને તેઓનો ઉત્સાહ કેવો મોટો હતો, કેવુ સખત નિયમપાલન રાખવામાં આવ્યુ? ઉપરીના હુકમને સઘળા કેવા માન અને આધીનતાથી તાબે રહેવામાં ફતેહ પામ્યા. તેઓના પગલાં જે હજી બાકી છે તેથી ખાતરી થાય છે કે તેઓ ખરેખરા પવિત્ર અને સંપૂર્ણ મનુષ્યો હતા, જેમણે આવી રીતે બહાદુરીથી લડીને સસારને પોતાના પગ નીચે રગદોળી નાખ્યો હતો.

હવે તો જે આજ્ઞાનો ભગ કરતો નથી અને માથે આવી પડેલુ ધીરજથી સહન કરે છે તે મોટો ગણાય છે.

૬. અરે કેવુ આપણી સ્થિતિનું ઢીલાપણું અને બેદરકારી

આપણે આપણા પ્રથમ ઉત્સાહથી એટલા જલદી પડી જઇએ છીએ અને આળસ તથા ઠંડાપણાને લીધે જીવવા પણ ઉદાસ થઇએ છીએ.

અરે તુ જેણે વાર વાર ભક્તજનોના આવા ઘણા દાખલા જોયા તારામા સદ્ગુણોની ઉન્નતિ છેક મરી ન જાય તો કેવુ સારૂ!

## અધ્યાય ૧૯.

### સારા ધાર્મિકજનની કસરતો

૧ સારા ધાર્મિક માણસનુ જીવન સઘળા સદ્ગુણોથી ભરપૂર હોવુ જોઇએ કે જેવો તે બહાર માણસોમા દેખાય છે તેવો અંદર પણ હોય

અને એવુ પણ જોઇએ કે તે બહાર દેખાય છે તેથી કઇક વધારે અંદર ભક્તિમાન પણ હોય. કેમકે આપણને જોનાર પરમેશ્વર છે, અને આપણે જ્યા જ્યા હોઇએ ત્યા તેની અતિશય બીક રાખવી, અને તેની નજરમા દેવદૂતોના સરખી પવિત્ર ચાલ ચાલવી

રોજ આપણે હેતુ નવો કરવો અને આપણા પોતામા ઉત્સાહ જાગૃત કરવો જોઇએ જાણે કે આજેજ આપણુ બદલાણુ શરૂ થતુ હોય અને કહેવુ કે

"હે પ્રભુ પરમેશ્વર મને મારો સુનિશ્ચય પુરો કરવા અને તારી પવિત્ર બંદગી કરવામા મદદ કર મને એવુ કર કે આજથી સંપૂર્ણ રીતે શરૂઆત કરૂ કેમકે જે મે આજ સુધી કર્યુ તે કઇ નથી"

૨ જેવી આપણી ધારણા તેવી આપણી ઉન્નતિ. અને જે વધારે ઉન્નતિ કરવા ચાહે છે તેને વધારે પરિશ્રમ લેવાની જરૂર છે

અને જો દૃઢ નિશ્ચય કરનાર વાર વાર પડી જાય છે, તો જે ભાગ્યે અથવા નરમ નિશ્ચય કરે છે તેનું શું ?

પણ સુનિશ્ચયમાંથી પડવું જુદી જુદી રીતે થાય છે અને આપણી કસરતમાં જૂજ ગફલત તે જરૂર કંઈ ને કંઈ હાનિ પહોંચાડે છે

ન્યાયી જનો પોતાના નિશ્ચયોનો આધાર પોતાના જ્ઞાન કરતાં પરમેશ્વરની કૃપા ઉપર વધારે રાખે છે, અને તેઓ જે જે માથે લે છે તેમાં સદા તેના પર ભરોસો રાખે છે.

કેમકે 'મનુષ્યનું ધારવું, (દૃષ્ટાંત, ૧૬, ૯) કરવું પરમેશ્વરનું." મનુષ્યનો માર્ગ તેના પોતાના હાથમાં નથી." (યિર્મીયાહ, ૧૦, ૨૩)

૩ જો પરમેશ્વરની ભક્તિ, અથવા બંધુહિતને લીધે કોઈ વાર કોઈ નિત્યકર્મ પડતું મુકાય તો ફરી તે સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય

પણ જો આત્માની આરામ અથવા બેદરકારીથી સહેલાઈથી તે છોડી દઈએ તો તે નાની ભૂલ નથી. અને હાનિ ભોગવવી પડશે.

આપણે બની શકે તેટલો પ્રયત્ન કરીએ, પણ ઘણી બાબતોમાં કોઈને કોઈ ભૂલ થશે.

તો પણ આપણે સદા કોઈ અમુક હેતુ રાખવો જોઈએ અને વિશેષ કરીને જે બાબત આપણને વધારે હરકત કરે છે તેની સામે.

આપણે આપણી અંદરની તથા બહારની બંને બાબતો, એકસરખી તપાસવી અને વ્યવસ્થા કરવી જોઇએ, કેમકે બંને આપણી ઉન્નતિને જરૂરની છે

૪. જો તુ પોતાને સદા એકચિત્ત રાખી ન શકે તો કોઈ કોઇ વાર કે ઓછામા ઓછુ દિવસમા એક વાર એટલે સવારમા અથવા સાંજે

સવારમા નિશ્ચય કર, સાંજે તારૂં વર્તન તપાસી જો, કે આજ તુ મનમા, વાચા અને કર્મણામા કેવી રીતે ચાલ્યો, કેમકે એમા કદાપિ વારવાર પરમેશ્વર અને તારા પાડોશીનો ગુનેગાર થયો હોય

શેતાનની ભુંડી સૂચનાઓ સામે થવા કમ્મર કસીને વીરના જેવો ઉભો રહે અમિતાહાર પર કબજો રાખ અને તુ સહેલાઈથી દરેક દૈહિક વલણ કબજે રાખી શકશે

કદી તદ્દન નિરુદ્યોગી ન રહે પણ વાચતા લખતા, પ્રાર્થના કે મનન કરતા અથવા સાર્વજનિક ભલુ થાય એવા કામમા લાગ્યો રહે

તોપણ શારીરિક કસરત જોઈ વિચારીને કરવી જોઇએ, અને તે બધાથી સરખી કરાતી નથી

૫ જે વાના સાધારણ નથી તે જાહેર રીતે કરવા નહિ જોઇએ કેમકે ખાનગી કામ ગુપ્તમા કરવુ વધારે સલામતી ભરેલુ છે.

સાધારણ કામોમા આળસુ નહિ થવા અને અસાધારણ કામોમા અતિ તત્પરતા નહિ ધરાવવા તારે સાવધાન રહેવુ પણ જે કરવાની તારી ફરજ છે, તે વિશ્વાસુપણે અને પુરી રીતે કર્યા પછી જો તને વખત હોય, તો તારી ભક્તિ તને ચલાવે તેમ ચાલ.

બધળા એકજ જાતનુ તપ કરી શકતા નથી, પણ એકને આ ને બીજાને બીજુ વધારે ફાવે છે

વળી જુદા જુદા વખતે જુદી જુદી જાતની ભક્તિ ભાવે છે કેમકે પર્વના નિયમોને અને આમ દિવસનો હરખ જુદો જુદો લાગે છે

કેટલીક આપણા ઉપર પરીક્ષણ આવે ત્યારે, બીજી શાંતિ અને સુખના સમયે ઉપયોગમા આવે છે

કેટલીક બાબતોને આપણે ઉદાસ હોઇએ ત્યારે, અને બીજીનો આપણે પ્રભુમા આનદી હોઇએ ત્યારે વિચાર કરવો ગમે છે

૬ મુખ્ય તહેવારોને વખતે આપણે આપણો સુનિશ્ચય નવો કરવો અને વધારે ઉલટથી સતોની મધ્યસ્થી માગવી જોઇએ

આપણે એક તહેવારથી બીજા તહેવાર સુધી નિશ્ચય કરવો જોઇએ, જાણે એ સમય દરમિઆન આપણે આ દુનિયાનો ત્યાગ કરવાના અને સર્વકાળિક તહેવારોમા જવાના હોઇએ

તેથી ભક્તિના સમયે આપણે કાળજીથી પોતાને તૈયાર કરવા અને વધારે ભક્તિથી ચાલવુ જોઇએ, અને દરેક નિયમ વધારે સખત રીતે પાળવો જાણે થોડી વારમા આપણને આપણી મહેનતનુ મહેનતાણુ પરમેશ્વરથી મળવાનુ હોય

૭ પણ જો હજુ મુદતવી રખાય, તો એવુ માનવુ કે આપણે હજી બરાબર તૈયાર નથી, અને જે મહિમા યોગ્ય વખતે આપણામા પ્રગટ થનાર છે તેને આપણે લાયક થયા નથી, અને વિખુટા થવા સારૂ વધારે સારી તૈયારી કરવા મહેનત લઇએ

સુવાર્તા લખનાર પુકાર કરે છે, "જે દાસને તેનો ધણી આવીને જાગૃત જોશે તેને ધન્ય છે . તમને ખચીત કહુ છુ કે તે પોતાની બધી માલમિલકત પર તેને ઠેરવશે"

## અધ્યાય ૨૦.

### એકાંતવાસ અને મૌનવ્રત પર પ્રેમ.

૧. તું પોતા વિષે ધ્યાન ધરવાનો અનુકૂળ વખત શોધી કાઢ; અને પરમેશ્વરના ઉપકારો ઉપર વારંવાર મનન કર.

જિજ્ઞાસા રહેવા દે. ઉદ્યમના કરતાં પસ્તાવો ઉપજાવે એવી બાબતો વાંચ.

જો તું બીનજરૂરી વાતચીત, નકામી મુલાકાતો, અને સમાચાર તથા અફવાઓ સાંભળવાથી વેગળો રહેશે, તો સારી રીતે મનન કરવા તને પુરતો અને ઘણો વખત મળશે.

મહાન સંતો બને તેટલું માણસોના સમાગમથી વેગળા રહ્યા, અને એકાંતમાં પરમેશ્વરની સેવા કરવી વધારે ચાહતા હતા.

૨. કોઇએ કહ્યું છે, "જેટલી વાર તું માણસોના સમાગમમાં હતો, તેટલી વાર ન્યૂન થઇને ઘેર આવ્યો." ઘણી વાર સુધી વાતચીત કરીએ તો આપણને પણ વારંવાર એવોજ અનુભવ થાય છે.

વાતો કરવામાં હદ બહાર જવું તેના કરતાં અમૂળગું ચૂપ રહેવું વધારે સહેલ છે.

બહાર પોતાની પુરતી ચોકસી રાખવા કરતાં ઘરમાં ગુપ્ત રહેવું વધારે સહેલ છે.

માટે જે જે અંદરના અને આત્મિક લાભ ચાહે છે, તેણે સમુદાયમાંથી ઇસુની સાથે અલગ નીકળી જવું.

જે એકાંતવાસમાં ખુશીથી ગુપ્ત રહેવા ચાહે છે, તેજ ફકત બહાર નિર્ભય છે.

જે ખુશીથી ચૂપ રહેવા ચાહે છે, તેજ ફકત વાતચીત કરવામાં નિર્ભય છે.

૫ જે પવિત્ર પશ્ચાત્તાપમા કાળજીથી મહેનત લે છે, તેજ સ્વર્ગીય દિલાસાને યોગ્ય છે.

જો તુ ચાહે છે કે તારા અંતઃકરણને પશ્ચાત્તાપ લાગે, તો તારી કોટડીમા જા, અને જગતનુ ધાંધન દૂર કર જેમ લખ્યુ છે કે "તમારી કોટડીઓમા પશ્ચાત્તાપ કરો "

જે તુ બહાર વણીવાર ગુમાવે છે તે તારી મઢીમા જડશે

મઢીમા વસવાનુ જારી રાખવાથી તે પ્રિય લાગશે, અને નહિ રહેવાથી અળખામણી લાગશે

જો તારા મનવાળાની શરૂઆતથી તુ તેમા વસે અને તેને સારી રાખે તો પછી તે તને વહાલી સાથી અને મહાસુખ દેનારી થઇ પડશે

૬ મૌનતત અને શાતિમા ભક્તિમાન આત્મા ઉન્નતિ પામે છે અને શાસ્ત્રના ગુપ્ત ભેદ સમજે છે

ત્યા તેને આંસુનો ઝરો મળે છે, જેમા તે દરેક રાતે પોતાને ધોઇને ચોખ્ખો કરી શકે છે, અને એમ જેટલો વધારે તે જગતના ધાંધલથી વેગળો રહે છે, તેટલો પોતાના સરજનહારનો ગાઢો મિત્ર બને છે

જે ઓળખીતાઓ અને મિત્રોથી પોતાને વેગળો રાખે છે તેને પરમેશ્વર પોતાના પવિત્ર દૂતોની પાસે લાવે છે

પોતા સબધી બેદરકાર થઇ ને ચમત્કારો કરવા તેના કરતા ગુપ્ત રહેવું ને પોતાની ચિંતા રાખવી એ વધારે સારૂ છે

ભાગ્યે બહાર જવું દેખાવ દેવા કરતા મનાવું, અને માણસોને જોવા ન ઇચ્છવું એ ધાર્મિક માણસને સ્તુતિજોગ છે

૭ જે તારે રાખવુ ઉચિત નથી તે જોવા કેમ ચાહે છે ? "જગત તથા તેની પાપવાસના જતા રહે છે"

જે ખુશીથી આધીન રહેવા ચાહે છે, તેજ ફકત ઉપરી છતા નિર્ભય છે

જે સારી રીતે હુકમ માનવા શીખ્યો છે તેજ ફકત હુકમ ચલાવવામા નિર્ભય છે

જેનો પ્રેરણબુદ્ધિ સારી ખાતરી આપે છે, તેજ ફકત હર્ષ કરવામા નિર્ભય છે

તોપણ પવિત્રોની નિર્ભયતા હમેશા બીકથી ભરપૂર હતી વળી તેઓ મોટા સદ્‌ગુણ અને કૃપાથી પ્રકાશિત હતા, તોપણ તેઓ મનમા ઓછા નમ્ર અને સાવધાન નહોતા.

પણ દુષ્ટોની નિર્ભયતા ગર્વ અને બેહદ ભરોસામાંથી નીકળે છે, અને આખરે તેમને છેતરે છે.

જો કે તુ સારો મઠવાસી અથવા ભક્તિમાન તપેશ્વરી દેખાય, તોપણ આ જિંદગીમા પોતાને કદી નિર્ભય ગણીશ નહિ,

૪. વારંવાર જેઓ માણસોના ધાર્યા પ્રમાણે ઘણા સારા હતા, તેઓ બેહદ ભરોસાને લીધે મોટા જોખમમા આવ્યા

તેથી ઘણાઓને સારૂ ફાયદાકારક છે કે તેઓ પરીક્ષણોથી છેક છૂટા ન રહે. પણ વારંવાર તેઓના પર હલ્લો થાય, રખે તેઓ પોતાને નિર્ભય માને, રખે કદાપિ ગર્વથી ફુલાઈ જાય; કે અનિયમિત રીતે બહારનો સંતોષ શોધે

૫   જે પવિત્ર પશ્ચાત્તાપમા કાળજીથી મહેનત લે છે, તેજ સ્વર્ગીય દિલાસાને યોગ્ય છે.

જો તુ ચાહે છે કે તારા અંત ઃકરણને પશ્ચાત્તાપ લાગે, તો તારી કોટડીમા જા, અને જગતનુ બાધન દૂર કર જેમ લખ્યુ છે કે "તમારી ઓરડીઓમા પશ્ચાત્તાપ કરો "

જે તુ બાહાર ઘણીવાર ગુમાવે છે તે તારી મઢીમા જડશે

મઢીમા વસવાનુ જારી રાખવાથી તે પ્રિય લાગશે, અને નહિ રહેવાથી અળખામણી લાગશે

જો તારા બદલાણની શરૂઆતથી તુ તેમા વસે અને તેને જાળી રાખે તો પછી તે તને વહાલી સખી અને મહાસુખ દેનારી થઇ પડશે

૬   મૌનતત અને શાન્તિમા ભક્તિમાન આત્મા ઉન્નતિ પામે છે, અને શાસ્ત્રના ગુપ્ત ભેદ સમજે છે

ત્યા તેને આસુનો ઝરો મળે છે જેમા તે દરેક રાતે પોતાને ધોઇને ચોખ્ખો કરી શકે, અને એમ જેટલો વધારે તે જગતના ધાંધલથી વેગળો રહે છે, તેટલો પોતાના સર્જન

વિષયાસક્તિ તને બહાર ભટકવાનું સૂચવે છે પણ તે સમય વીતી જાય ત્યારે અંતઃકરણ પર ભારે બોજ અને દુ ખ્યારી થયા સિવાય બીજું શું લઈને તું ઘર આવે છે?

આનંદમય બહિર ગમનનું ફળ વારંવાર દીનગીરીભરેલું પ્રત્યાગમન થાય છે અને આનંદી રાત પછી શોકભરેલું સવાર આવે છે

એ પ્રમાણે સઘળા શારીરિક આનંદ સુખરૂપ મનમા દાખલ થાય છે પણ અંતે અનુતાપ અને મોત લાવે છે

જે તું અહીં દેખી શકતો નથી તે બીજે ક્યાં જોઈ શકીશ?

આકાશ અને પૃથ્વી અને સઘળા મૂળતત્ત્વો જો કેમકે એમાથી સઘળી વસ્તુઓ બનેલી છે

૮ ટકી જનાર નથી એવી વસ્તુ સૂર્યતળે ક્યાં દેખી શકશે?

તું કદાપિ સંતોષ પામવા ધારે છે પણ એમ બનશે નહિ

જો તું ફક્ત ચીજો એકીવેળા તારી આખો આગળ જોઈ શકત તો તે એક ખાલી દર્શન સિવાય બીજું શું હોત?

તારી આખો પરમેશ્વર ભણી ઉચી કર અને તારા પાપ તથા બેદરકારીની ક્ષમા માગ

વ્યર્થ વસ્તુ વ્યર્થ લોકોને સારૂ રહેવા દે પણ તું જે બાબતની પરમેશ્વરે તને આજ્ઞા આપી છે તે પર મન લગાડ

તુજ પર કમાડ બંધ કરી દે અને તારા વહાલા ઈસુને તારી પાસે બોલાવ

તેની સાથે તારી મઢીમા રહે કેમકે બીજી કોઈ જગાએ તને એવી મહાશાંતિ નહિ મળે

જો તું બહાર ન જાત અફવાઓ ન સાભળત તો તું સારી શાંતિમા વધારે સારી રીતે રહેત

પણ જ્યારથી તું નવી નવી વાતોને કાન દેવા ખુશી થયો, ત્યારથી મનની બેચેની ઉઠાવવી પડે છે.

## અધ્યાય ૨૧.

### હૃદયનો પશ્ચાત્તાપ

૧. જો તુ વૃદ્ધિ પામવા ચાહે છે, તો પરમેશ્વરની બીકમાં રહે, અને અતિ સ્વતંત્ર ન થા; પણ તારી બધી ઇંદ્રિયો પર નિયમિત અંકુશ રાખ, અને નકામા આનંદથી વેગળો રહે.

મનમા પસ્તાવો કર, અને તુ ભક્તિ પામશે

જે ચિત્તવિક્ષેપથી ગુમાવી દેવાય છે એવું ઘણુ ભલુ પસ્તાવો ઉપજાવે છે.

જે માણસ પોતાનો દેશનિકાલ અને પોતાના આત્માના જોખમો ધ્યાનમાં લે અને તાગી જુએ, તે આ જિન્દગીમા કદી પુરેપુરો આનંદ કરી શકે એ અચરજની વાત છે.

૨ હૃદયની ચંચળતા અને આપણા દોષોની બેદરકારીથી આપણને આત્માની દીલગીરી લાગતી નથી. પણ જ્યારે ખરેખર રડવુ જોઇએ ત્યારે ઘણીવાર વ્યર્થ હાસ્ય કરીએ છીએ.

પરમેશ્વરની બીક અને અંતઃકરણની સફાઇ સિવાય કોઈ ખરી સ્વતંત્રતા, કોઇ લાભદાયક આનંદ નથી.

ગુંચવણમા પાડનારી સઘળી અડચણો દૂર કરી શકનાર અને પવિત્ર પશ્ચાત્તાપમાં ચિત્ત પરોવનાર જનને ધન્ય છે.

અંતઃકરણ પર બોજો લાદનાર અથવા તેને કલંક લગાડનાર બાબતોને દૂર કરનાર જનને ધન્ય છે

બહાદુરીથી પ્રયત્ન કર; ટેવ ટેવથી હરી લેવાય છે.

જો તું અન્યોની નાતોમા હાથ ન ધાલે તો તેઓ પણ તારા કામમા આડે નહિ આવે

૩ અન્યોના કામમા હાથ ન ઘાલ અને મોટાઓના કાર્યોમા ન ગુચવા

સદા પહેલી પ્રથમ પોતાના ઉપર નજર કર, અને તને વહાલામા વહાલા મિત્રોને બોધ દેવા કરતા તને પોતાને બોધ દેવો વધારે પસંદ કર

જો તારા પર માણસોના મહેરબાની ન હોય, તો તેને માટે દીલગીર ન થા પણ પરમેશ્વરના દાસ અને ભક્તિમાન ધાર્મિક માણસને ઘટે એવી સારી અને ચોકકસ તારી ચાલ ન હોય, એ બાબતની તને ભારે ચિંતા હોવી જોઈએ

માણસને આ જિંદગીમા ઘણો દિલાસો ન હોય વિશેષ કરીને દૈહિક દિલાસો તે વારંવાર સ લાભદાયક અને સલામતી ભરેલુ છે

છતા જો માણસને ઈશ્વરી દિલાસો ન હોય, અને હોય તો પણ કદાચિત્ તો તે આપણો પોતાનો વાક છે, કેમકે આપણે હૃદયનો પશ્ચાત્તાપ શોધતા નથી અને વ્યર્થ તથા બાહ્ય દિલાસો પુરેપુરો તજતા નથી

૪ એમ સમજ કે તું ઈશ્વરીય દિલાસાને નાલાયક અને ઘણા દુ ખને યોગ્ય છે.

જ્યારે માણસ પૂર્ણ પસ્તાવો કરે છે, ત્યારે આખુ જગત તેને બોજા પ અને અસ્વાદિષ્ટ લાગે છે

સારા માણસને વિલાપ કરવા તથા રોવાને પુષ્કળ કારણ મળે છે કારણ કે તે પોતા વિષે મનન કરે, અથવા પાડોશીનો

વિચાર કર, તો તેને માનમ પડ છે કે કોઇ પણ માણસ આ દુનિયામા દુ ખ વગર નથી

અને જેટનુ માણસ તે પોતા સબધી મનન કરે તેટલો વધારે દુ ખી થાય છે

ખરા દ ખ અને અદરના પશ્ચાત્તાપના વિષયો તો આપણા અપરાધ અને દુર્ગુણો છે જેમા આપણ એટલા લપટાઇ ગયા છીએ કે ભાગ્યે સ્વર્ગીય બાબતા નુ મનન કરી શકીએ છીએ

૫ જો તુ લાબી જિદગી કરતા તારા મોત વિષે વારવાર વિચાર કરીશ, તો બેશક ઘણા ઉમગથી પોતાને સુધારશે

જો તુ નરક અથવા શુદ્ધ કરનાર આગ્નિની સજા જે ભવિષ્ય જીવનમા ભોગવવી પડે તે સારી પેઠે મનમા લે તો ધારૂ છુ તુ આ પરિશ્રમ અને દુ ખ ખુશીથી વેઠીશ અને કોઇ પણ જાતના તપથી બીહીશ નહિ

પણ આ વાતો અત કરણને અસર કરતી નથી અને હજી આપણે મન લોભાવનારી ચીજો ચાહીએ છીએ તેથી આપણે ઘણા ઠડા અને મદ રહીએ છીએ

૬ ઘ ણી વાર હિમતની ન્યૂનતા ને લીધે અધમ શરીર તુજ સામનોમા બબડે છે

માટે નમ્રતાથી પરમેશ્વરની પ્રાર્થના કર કે તે તને પશ્ચાત્તાપી મન આપે, અને ભવિષ્યવાદી સાથે કહે કે "ઓ પ્રભુ મને આસુવાળી રોટલી ખવડાવ અને મને પુષ્કળ આસુ પીવડાવ

## અધ્યાય. ૨૨.

### મનુષ્યદુઃખોના વિચાર.

૧ પરમેશ્વર ગમ ફર્યા સિવાય જ્યાં જ્યાં તુ હોય, અથવા જે જે ગમ ફરે, ત્યાં ત્યાં તુ દુ ખી છે

કાર્ય વાત તારી ઇચ્છા અને મરજી પ્રમાણે ન થાય, તો તુ શા માટે અકળાય છે?

દુનિયામાં એવો કોણ છે કે બધણુ તેની ઇચ્છા પ્રમાણે થાય?

ન હુ, ન તુ, ન પૃથ્વી ઉપર બીજો કોઈ પણ માણસ

પૃથ્વી ઉપર જેને કાંઈ દુ ખ અથવા સ તાપ ન હોય એવો કાંઈ નથી ભલેને રાજા ‑ પાપા હોય

જો એમ છે તો કોની દશા સારી છે? ખચીત જે પરમેશ્વરને લીધે દુ ખ ઉઠાવી શકે છે તેની.

૩ નબળા મનના અને અસ્થિર જનો કહે છે જુઓ ફલાણા કેવો સુખી જિંદગી જીવે છે! કેવો ધનવાન કેવો પરાક્રમી અને મત્તાવાન છે!

પણ તુ સ્વર્ગીય વાના લક્ષમા લે, અને તને માલમ પડશે ‑ આ બધણી દુન્યવી વસ્તુઓ કશુ નથી, પણ અનિ મ સ્થિર અને બોજારૂપ છે, કેમકે તેના માલીકને સદા ચિ તા અને ડર રહે છે

દુન્યવી માલમતાના પુષ્કળતામા માણસનુ સુખ નથી પણ તેના ગુજરાનને માટે થોડી બસ છે

પૃથ્વી પર જીવવુ તે ખચીત દ ખ છે

જેટલુ વધારે માણસ આત્મિક જન થવા ચાહે છે, તેટલુ વધારે તેને આ જીવન અસ્વાદિષ્ટ લાગે છે કેમકે તે માણસના બગડેલા સ્વભાવના ગુના વધારે સારી રીતે સમજે છે, અને વધારે સાફ રીતે જુએ છે

કારણ કે ખાવું પીવું જાગવું ઊંઘવું આરામ લેવો મહેનત કરવી અને નર બીજી સ્વાભાવિક હાજતોને વશ થવું તે ભક્ત જન જે એઓથી મુકત થવા અને મધળા પાપોથી દૂર રહેવા ચાહે છે તેને ખરેખાત મોટી પીડા અને દુ ખ છ

૩ કેમકે આ દુનિયામાં આત્મિક મ ણસ એ શારીરિક હાજતોના બોજાથી ઘણો દબાઇ જાય છ

માટે ભવિષ્યવાદી તેઓથી મુકત થવાને ભકિતથી એવું કહીને પ્રાર્થના કર છે કે એ પ્રભુ મારી જરૂરિઆતોથી મને છોડાવ '

પણ જેઓ પોતાની માઠી સ્થિતિ જાણતા નથી તેમને અફસોસ અને જેઓ આ અધમ અને નાશી જીવન પર પ્યાર કર છે તેમને હજી વધારે અફસોસ

કેમકે કેટલાએક તો તેને એટલા ધા વળગી રહેલા છે કે જો કે મહેનત અથવા ભિખથી પણ તેઓ મુશ્કેલીથી ગુજરાન ચલાવે તોપણ જો અહીં સદા રહેવાનું મળત તો પરમેશ્વરના રાજ્યની પરવા સરખી ન કરત

૪ જેઓ દુન્યવી વાતોમાં એટલા ઊંડા દબાઈ ગયા છે કે તેઓને દૈહિક વસ્તુઓ સિવાય બીજી વસ્તુઓનો સ્વાદ ચાખવો ગમતો નથી તેઓ કેટલા નિર્બુદ્ધ અને હૃદયના નાસ્તિક જનો છે !

પણ એ મહાઅભ ગીઆઓને અ તે સારી પેઠ સુઝશે કે જે ચીજો પર તમણે પ્યાર કર્યો તે કવી તુચ્છ અને ત ન નકામી હતી

વળી પરમેશ્વરના મ તો અને ખ્રિસ્તના મધળા ભકતમિત્રોએ દેહને ભાવનારી ચીજોની તેમજ આ જીવનની આબાદીની

પરવા કરી નહિ પણ તેઓની મધળી આશા અને હેતુ સર્વકાળિક વસ્તુઓ મેળવવા ઉત્કંઠિત હતા

તેઓની મધળી પ્રચ્છા ઉપરની સદાકાળિક અને અગમ્ય ચીજો પર લાગેલી હતી, એવી ધાકથી કે ઍને ગમ્ય વસ્તુઓનો પ્યાર તેમને નીચેના વાના તરફ ઘસડી જાય

ભાઈ, આત્મિક ઉન્નતિ કરવાનો તારો ભરોસો મૂકી દઇશ નહિ, હજી વખત છે અવસર જતો રહ્યો નથી

૫. શા માટે તુ દિવસે દિવસે તારો નિશ્ચય મૂકી દે છે?

ઊઠ અને આજ ક્ષણે શરૂ કર, અને કહે. હમણા કામ કરવાનો વખત છે, હમણા લડવાની ઘડી છે હમણા મારૂ જીવન સુધાર વાનો સારો સમય છે

જ્યારે તુ આફત અને દુખમાં હો, ત્યારે પુણ્ય સપાદન કરવાનો વખત છે.

"સુખના સ્થાનમા પહોચ્યા પહેલાં તારે આગ અને પાણીમાં થઇને પાર જવુ" જોઇએ. ·

પોતાના પર સખ્તતાઈ કર્યા સિવાય તુ દુર્ગુણો જીતી શકશે નહિ

જયા સુધી આપણે આ ક્ષણભગુર દેહમા છીએ, ત્યા સુધી આપણે નિષ્પાપ રહી, તેમજ અશાતિ અને દીલગીરી વગરની

૬. અરે, માનવજાતની નિર્બળતા કે જે મહા ભુંડાઈ ગમ નથી છે તે કેવી મોટી છે?

આજે તુ તારા પાપ સ્વીકારે છે અને કાલે તેજ પાપ કરીથી કરે છે

હમણા તુ સાવધ રહેવાનો નિશ્ચય કરે છે, અને ઘડી એક પછી તે નિશ્ચય કર્યો ન હોય એવી રીતે ચાલે છે

આપણે એવા નિર્બળ અને અસ્થિર છીએ માટે આપણે નમ્ર થવુ જોઇએ, અને પોતા સબધી કદી ઉચ્ચ અભિપ્રાય સાધવો નહિ

એમ પણ બની શકે કે જે આપણુ પરમેશ્વરની કૃપાથી મહા મહેનત લઈને છેવટે મેળવ્યુ તે બેપરવાઈને લીધે ઝટ ગુમાવી બેસીએ

૭ જો આપણે અત્યારથી એટલા ઢીલા થતા જઇએ છીએ તો અંતે આપણુ શુ થશે?

આપણને અફસોસ, જો આપણી ચાલચલગતમા ખરી પવિત્રતાનુ કોઈ પણ લક્ષણ દેખાતુ ન હોય, ત્યા આપણા પોતામા શાંતિ અને સલામતી છે એમ માનીને નિરાંતે બેસીએ

આપણે ભલા ઉમેદવારની પેઠે ફરીથી નુતનારંભ શીખીએ એ આપણને હજી જરૂરનુ છે એમ કરવાથી કદાચિત્ કોઇ ભવિષ્ય સુધારાની અને આત્મિક મહામોટી ઉન્નતિની આશા રખાય

---

## અધ્યાય ૨૩.

### મોતનું ચિંતન

જગતમાંથી તારે બહુ જલદી નીકળવાનુ છે. માટે પરલોકમા તારૂ શું થશે તેનો વિચાર કર.

માણસ આજ છે, અને કાલે તેનો પત્તો નથી.

અને જ્યારે તે નજરની બહાર છે, ત્યારે ઝટ મનને પણ વિસાર પડે છે.

અરે, માનવી હૃદયની મૂર્ખાઇ અને કઠોરતા, કે જે ફક્ત વર્તમાન વસ્તુઓનો વિચાર કરે છે અને ભવિષ્યની વસ્તુઓ ગમ તેથી વધારે નજર કરતી નથી!

તારે દરેક કાર્ય અને વિચારમાં પોતાની એવી રચના કરવી જોઇએ કે જાણે તુ આજે મરી જવાનો હોય.

જો તારૂ અન્તઃકરણ સાફ હોત, તો તને મોતની ઘણી બીક ન હોત.

મોતથી નાસવા કરતાં પાપ તજવાં વધારે સારૂં છે.

જો તું આજે તૈયાર નથી, તો કાલે કેમ કરીને થશે?

કાલની શી ખાતરી? અને તું કાલ દેખશે એ શી રીતે જાણે છે?

૨. જો આપણે આપણી ચાલચલણ આટલી બધી થોડી સુધારીએ છીએ તો વધારે જીવવામાં શો લાભ?

અહા! લાંબુ જીવન સદા આપણને સુધારતુ નથી; પણ આપણા પાપકર્મોમા વધારો કરે છે.

આ દુનિયામાં આપણે કેવળ એકજ દિવસ રૂડી ચાલ ચાલ્યા હોઇએ તો કેવું સારૂ!

ઘણા સુધારો અલબત્ કર્યાનાં વરસોની ગણતરી કરે છે, પણ વારંવાર સુધારાનું ફળ થોડુંજ હોય છે.

જો મરવું ભયદર્શક હોય, તો લાંબો વખત જીવવું કદાપિ વધારે જોખમભરેલું થશે.

જે જન સદા મોતની ઘડી પોતાની આંખો આગળ રાખે છે, અને રોજ મરવા તૈયાર રહે છે, તેને ધન્ય છે.

જો તું કોઇ વાર કોઇ જનને મરતો જુએ, તો વિચાર કર, કે તારે પણ એક દિવસ એજ રસ્તે જવું પડશે.

૩. સવાર હોય તો એવું ધાર, કે તું સાંજ સુધી જીવીશ નહિ,

અને સાંજ પડે ત્યારે સાહસે આવતી સવારનો ભરોંસા રાખીશ નહિ.

માટે હમેશાં તૈયાર રહે, અને એવી રીતે જિંદગી કાઢ, કે મોત કદી તને તૈયારી વગર ન જુએ.

ઘણા ઓચિંતા અને વગર તૈયારીમાં મરી જાય છે, કેમકે "જે ઘડી તમે ધારતા નથી તે ઘડીએ માણસનો દીકરો આવશે"

જ્યારે તે ઘડી આવશે, ત્યારે તું તારી આખી ગત જિંદગી સંબંધી તદ્દન જુદા વિચાર કરવા માંડશે, અને તું અતિશય દુઃખી થશે કે તું કેવો બેદરકાર અને આળસુ હતો.

પુરતો જવાબ આપવો પડશે, તેને માટે તુ કેમ તૈયારી કરતો નથી ?

હાલમા તારો પરિશ્રમ લાભદાયક છે, તારા આસુ માન્ય કરાય છે તારા નિસાસો સભળાશે, તારી દીલગીરીથી પરમેશ્વર રાજી થશે, અને પાપ નષ્ટ થશે

૨. જે જન અન્યાય સહન કરે છે, પોતાની હાનિ કરતા બીજાની ભુડાઇ સબધી વધારે દુખી થાય છે, જે પોતાના દુશ્મનોને સારૂ મનથી પ્રાર્થના કરે છે, અને આખા દીલથી તેમના ગુના માફ કરે છે, જે બીજાઓ પાસે માફી માગવા ઢીલ કરતો નથી જે ઝટ ક્રોધી થતા કરતા સહેજથી દયા કરે છે, જે વારવાર પોતા પર સખતાઈ કરે છે, અને પોતાનો દેહ આત્માને પુરપુરા વશ કરવા પ્રયત્ન કરે છે, એવો ધીરજવાન જન એક મોટી હિતકર શુદ્ધ કરનાર અગ્નિ ઉઠાવે છે

આપણા પાપ અને દુર્ગુણો પરલોકમા ધોઇ નાખવા રાખી મૂકવા કરતા હાલમા તે ધોઈ નાખીએ અને જડમૂળ ઉખેડી કાઢીએ એ વધારે સારૂ છે

અત્યારે જગત સબ ધી મરી જવા શીખ, કે ત્યારે તુ સ્વતંત્ર રીતે ખ્રિસ્ત પાસે જાય

અત્યારે સર્વ વસ્તુઓને ધિક્કારવા શીખ, કે ત્યાર તુ ખ્રિસ્ત સાથે જીવવા માટે

અત્યારે તારા દેહને પશ્ચાત્તાપ વડે માર, - ત્યારે તને નિ:સં દેહ ભરોસો હોય

૭ અરે મૂર્ખ! જ્યારે તને એક દિવસની પણ ખાતરી નથી, તો લાંબા જીવનનો કેમ વિચાર કરે છે?

કેટલા બધા ઠગાયા અને દેહમાંથી અણધાર્યા ખેંચી લેવાયા

કેટલી વાર તેં સાભળ્યુ છે, કે ફલાણો તરવારથી કાપી નખાયો, બીજો ડુબી મુઓ, ત્રીજો ઉંચેથી પડયો તેથી ગરદન ભાગી ગઇ, આ માણસ જમતા મરી ગયો પેલા રમતો રમતો મરી ગયો.

કેટલાક આગથી, કેટલાક તરવારથી, કેટલાક મરકીથી, કેટ-લાક લુટારાઓના હાથથી માર્યા ગયા એ પ્રમાણે મોત સૌનો અંત છે અને માણસનુ જીવન છાયાની પેઠે ઓચીતુ જતુ

જાતનું દુઃખ સહેવાની ધીરજ આ બધા વાનાથી હરખભેર મરવાનો મોટો ભરોસો ઉપજે છે.

તું માંદો હોય ત્યારે ઘણાં સુકૃતો કરી શકે પણ તું માંદો પડે ત્યારે શું કરી શકે તે તું જાણતો નથી.

મંદવાડથી થોડાજ જન સુધરે છે. એજ પ્રમાણે જેઓ ઘણા મુસાફરી કરે છે તેઓમાંથી વિરલા પવિત્રતામાં વધે છે.

૫ તારા મિત્ર અને પાડોશીઓ પર ભરોસો ન રાખ અને તારા આત્માનું કલ્યાણ ભવિષ્યમાં મુલતવી ન રાખ કેમકે તું ધારે છે તે કરતાં વહેલા મનુષ્યો તને ભૂલી જશે.

અન્યોની મદદનો ભરોસો રાખવા કરતાં અત્યારે વખતસર સોઈ કરવી અને તારી આગળ પુણ્ય મોકલવું, તે વધારે સારૂં છે.

જો તું અત્યારે પોતાની ચિંતા રાખતો નથી તો ભવિષ્યમાં કોણ તારી કાળજી રાખશે?

હાલનો વખત ઘણો મૂલ્યવાન છે. હમણાં તારણના દિવસ છે, હમણાં માન્યકાળ છે.

અત્યારે જગત સંબંધી મરી જવા શીખ, કે ત્યારે તું સ્વતંત્ર રીતે ખ્રિસ્ત પાસે જાય.

અત્યારે સર્વ વસ્તુઓને ધિક્કારવા શીખ, કે ત્યારે તું ખ્રિસ્ત સાથે જીવવા માંડે.

અત્યારે તારા દેહને પશ્ચાત્તાપ વડે માર, કે ત્યારે તને નિશ્ચે દૃઢ ભરોસો હોય.

૭ અરે મૂર્ખ! જ્યારે તને એક દિવસની પણ ખાતરી નથી, તો લાંબા જીવનનો કેમ વિચાર કરે છે?

કેટલા બધા ઠગાયા અને દેહમાંથી અણધાર્યા ખેંચી લેવાયા.

કેટલી વાર તેં સાંભળ્યું છે, કે ફલાણો તરવારથી કાપી નંખાયો, બીજો ડુબી મુઓ, ત્રીજો ઉંચેથી પડ્યો તેથી ગરદન ભાંગી ગઈ, આ માણસ જમતાં મરી ગયો, પેલો રમતો રમતો મરી ગયો.

કેટલાક આગથી, કેટલાક તરવારથી, કેટલાક મરકીથી, કેટલાક લુટારાઓના હાથથી માર્યા ગયા. એ પ્રમાણે મોત સૌનો અંત છે અને માણસનું જીવન છાયાની પેઠે ઓચીંતું જતું રહે છે.

૮. તારા મુઆ પછી કોણ તને યાદ કરશે? અને કોણ તારે સારૂ પ્રાર્થના કરશે?

હે વહાલા, હમણાં કર. તારાથી થઇ શકે તે બધું હમણાં કર. કેમકે તું ક્યારે મરવાનો છે, એ જાણતો નથી, અને વળી મોત પછી તારા પર શું ગુજરશે તે તને માલમ નથી.

તને વખત છે ત્યાં સુધી તારે સારૂ અનાશવંત ધન ભેગું કર.

સ્વમુક્તિ મૂકીને બીજા કશાનો વિચાર ન કર, કેવળ ઈશ્વરી વાતોની કાળજી રાખ.

-મણા પરમેશ્વરના સતોની ઉપાસના કરીને અને તેમના કૃ ત્યો અનુસરીને તરોને તારા મિત્રો બનાવી ર કે જ્યારે આ ..નત થઈ ગય ત્યારે તેઓ સર્વકાળિ ઘરમા તારો અગીકાર કરે" લુક ૧૬ ૯

ત આ પૃથ્વી પર પરદેશી અને જાત્રાળુ તરીકે રહે કે જેને દુનિયાની ખટપટમા કઇ લેવા દેવા નથી

તારુ હૃદય દરેક ખટપટથી છુટુ રાખીને પરમેશ્વર ભણી ઉંચુ કર કેમકે અહી તારુ નર્ના રહે એવુ નગર નથી (હેબ્રી ૧૩ ૧૪)

તારી ભજની પ્રાર્થનાઓ નિસાસો અને આસુ સાથ મોકલ મ ણ પછી તારો આત્મા સુખે પ્રભુ પાસે જવા યોગ્ય થાય આમેન

પુરતો જવાબ આપવો પડશે તેને માટે ત્મ તૈયારી કરતો નથી ?

હાલમા તારો પરિશ્રમ લાભદાય છે, તારા આસુ માન્ય કરાય છે, તારા નિસાસો સભળાશે, તારી દીનગીરીથી પરમેશ્વર ગજી થશે, અને પાપ નષ્ટ થશે

૨. જે જન અન્યાય સહન કરે છે પોતાની હાનિ કરતા બીજાની બુરાઈ સબધી વધારે દુખી થાય છે, જે પોતાના દુશ્મનોને સાર મનથી પ્રાર્થના કરે છે અને આખા દીલથી તેમના ગુના માફ કરે છે, જે બીજાઓ પાસે માફી માગવાઢીલ કરતો નથી જે ઝટ ક્રોધી થવા કરતા સહેજથી દયા કરે છે, જે વારવાર પોતા પર સખતાઈ કરે છે, અને પોતાનો દેહ આત્માને પુરેપુરા વશ કરવા પ્રયત્ન કરે છે, એવો ધીરજવાન જન એક મોટી હિતકર શુદ્ધ કરનાર અગ્નિ ઉઠાવે છે

આપણા પાપ અને દુર્ગુણો પરલોકમા ત્રોધ નાખવા રાખી મૂકવા કરતા હાલમા તે ધોઈ નાખીએ અને જડમૂળ ઉખેડી કાઢીએ એ વધારે સારૂ છે

ખચીત વિરો પગના સેલ્ફ પ્યારને લીધે આપણે પોતાને છેતરીએ છીએ

૩ પેલી આગ તારા પાપો સિવાય બીજુ શુ ભક્ષ કરશે?

જેટલો વધારે તુ હમણા પોતાને બચાવે છે, અને વિષયો પાછળ ચાલે છે, તેટલી વધારે સખ્ત સજા તારે પરલોકમા ભોગવવી પડશે, કેમકે એ આગને માટે તુ એટલુ વધારે બળતણ તૈયાર કરી રહ્યો છે

જે બાબતોમા માણસ પાપ કરે છે તે બાબતોમા તે વધારે સખ્ત સજા પામશે

ત્યા આગસુ મ ગગતી અ કુશથી હ કારો અતિ આદાગી ક્ર ગતી ભૂખ અને તરસથી પીડા પામશે

યા વિનાસી અને ભોગી સળગતા ડામર અને દુર્ગંધમય ગ ધકમા ડુબાડાશે અને પ્રષા ાર દુ ખને લીધે હડકાના કુતગની પેઠે ર ન કરશે

૪ કો પણ દુ ણિ એવો નહિ હોય કે જેને પોતીખ ખાસ સજા ન હોય

ત્યા અહુમરી દરક જાતનો ગભરામણથી ભરપૂર થશે અને નાભો અતિ તગીથી હેરાન થશે

ત્યાનુ એક ઘડીનુ દુ ખ અહીંના સો વરસના પશ્ચાત્તાપ કરતા વણ તીખ્ગ થશે

ત્યા નરકવાગીઓને આનમ કે િનાસો મળશે નહિ પણ અ ી તો ત્ર ી વાર મહેનત બધ રાખવાનો અને આપગા મિત્રોનો દિનાસો લેવાનો વખત મળે છે

માટે અત્યારે કાળજી રાખ અને તાગ પાપો મ મ ધી દીનગીર થા, કે ન્યાયને દિવસે તુ સ્વર્ગવાસીઓ સાથે નિર્ણય હોય

ત્યારે ધીરજથી મહેલુ ફરેક દુખ સારૂ લાગશે અને 'મધળા અન્યાનનુ મુખ બધ થશે'

ત્યારે સઘળા ભકતજન હર્ષ કરશે અને સઘળા અધાર્મિકો દીલગીર થશે.

ત્યારે દુખ ઉઠાવનો દેહ ન। આનદ ભોગવ્યો હોય તે કરતા વધારે હરખ કરશે

ત્યારે હલકા પોશાક પ્રકાશશે અને સુદર વસ્ત્રો ઝાખા દેખાશે

ત્યારે સોનેરી રગ ચગાવેલા મહેલ કરતા ગરીબ ઝુપડી વધારે પ્રશમા પામશે

ત્યારે આપણી અચળ ધીરજ દુનિયાના સઘળા અધિકાર કરતા વધારે કામ આવશે

ત્યારે સાચી આજ્ઞાધીનતા સઘળા દુન્યવી પ્રપચ કરતા મહા ઉચ્ચ પદ પામશે

ત્યારે તત્વશાસ્ત્રના જ્ઞાન કરતા શુદ્ધ અને સારૂ અ ત કરણ વધારે આનદ કરશે

ત્યારે દ્રવ્યનો તુચ્છકાર સાસારિક લોકની સઘળી ધનમ પત્તિ કરતા મહા મૂલ્યવાન થશે

ત્યારે તને ઘણો દિલાસો મળશે કે તે સ્વાદિષ્ટ ભોજન જમવા કરતા ભક્તિભાવથી પ્રાર્થના કરી

ત્યારે લાબી વાતચીત કરતા માન રાખાને લીધે તને ઘણો હરખ થશે

ત્યારે સુકૃતો સુદર વાતો કરતા મહા મૂલ્યવાન થશે

ત્યાર જીવનની ચોકસાઈ અને સખત પશ્ચાત્તાપ જગતના સર્વ આનદ કરતા તને વહાલા લાગશે

૬ હમણા થોડુ થોડુ દુ ખ સહેવા શીખ, કે ત્યારે તુ અતિ દુ ખદાયક વિપત્તિથી બચી જાય

પરલોકમા તુ શુ સહન કરી શકશે તેની અહી અજમાવશ કરી જો

જો હમણા તુ એટલુ થોડુ વેઠી શકતો નથી તો અનત દુ ખ કેમ કરીને ભોગવી શકશ?

જો હમણા નાનુ દ ખ તને એટલો ધૈર્યહીન બનાવે છે તો પછી નરકની આગ શુ કરશે?

ખચીત ધ્યાનમા રાખ કે આ દુનિયામા મોજશોખ ભોગવવી અને પછી ખ્રિસ્તની સાથે રાજ્ય કરવુ, એ બ ને સુખ તુ માગી શકે નહિ

જો તે આજદિન સુધી કીર્તિ અને મોજમઝામા જિ દગી ગુજારી હોય પણ હમણા તત્કાળ મરનાર હોય તો એથી તને શો લાભ?

મારે પરમેશ્વર પર પ્રેમ અને તેની એકલાની સેવા કર્યા સિવાય સઘળુ વ્યર્થતા છે

જે પરમેશ્વર પર આખા મનથી પ્રેમ કરે છે, તે મોત, અસહ્ય વેદના ન્યાયકરણ ને નરકથી બીતો નથી કારણ કે પૂર્ણ પ્રીતિ પરમેશ્વર તરફ નિર્ભય ગમન કરાવે છે

પણ જે હજુ સુધી પાપ કરવુ પસદ કરે છે તે મોત અને ન્યાયકરણથી બીએ તેમા નવાઈ નથી

તોપણ જો હાલમા પ્રીતિ તને પાપથી રોકી ન શકે તો આખરે ઓછુ નરકની બીક તને દાબમા રાખે એ સારૂ છે

કેમકે ખચીત જે પરમેશ્વરની બીક મૂકી મૂકે છે તે વધારે વાર સુધી ભલામા રહી શકશે નહિ પણ જલદી શેતાનની જાળમા ફસાશે

જે ત્યારે કરવા ચાહે છે તે અત્યારે કર, અને તુ પુરેપુરો નિર્ભય બનશે."

અને તરતજ દિલાસો પામ્યો અને સબળ થઈને ઇશ્વરેચ્છાને વશ થયો, અને તેની ચિંતા તથા બેચેની જતી રહી.

તેના પર શુ ગુજરશે તે શોધી કાઢવાની ઇચ્છા તેને ન રહી, પણ દરેક સારૂ કામ શરૂ અને પુરૂ કરવામા પરમેશ્વરની પૂર્ણ ગ્રહવા યોગ્ય ઇચ્છા શી છે, તે જાણવા પ્રયત્ન કર્યો.

૩ ભવિષ્યવાદી કહે છે, "પરમેશ્વર પર ભરુસો રાખ, ને ભલુ કર ને દેશમા રહે, ને તુ તેની પુષ્કળતાથી તૃપ્ત થશે.

એક બાબત છે જે ઘણાઓને આત્મિક વૃદ્ધિ અને સુધારામાં ઉત્સુક થવાથી પાછા રાખે છે, એટલે, મુશ્કેલીઓની બીક અને યુદ્ધની કઠણતા

અને ખચીત જેઓ ઘણી કઠણ અને મહા ઉલટી બાબતોને જીતવા અતિ બહાદુરીથી પ્રયત્ન કરે છે, તેઓ વિશેષ કરીને બીજાઓ કરતાં સદગુણમાં વૃદ્ધિ પામે છે

કારણ કે જેમાં માણસ પોતા પર મોટી જીત મેળવે છે અને મન મારે છે, તેમાં તે વૃદ્ધિ પામે છે અને પુષ્કળ કૃપાદાનને યોગ્ય થાય છે

૪. ખરેખાત, બધા માણસોને સરખી મુશ્કેલીઓ જીતવાની અને મન મારવાનુ નથી હોતુ

જેની ચાલચલણ સારી હોય, પણ સદગુણ પ્રાપ્ત કરવામા ઓછો તત્પર હોય, તેના કરતાં ઉદ્યોગી ખંતીલો મોટી ઉન્નતિ સાધશે, જો કે તેને પોતાના કરતાં વધારે મનોવિકારો જીતવાના હોય.

આપણા સુધારામા વિશેષ કરીને બે બાબતો ઉપયોગી છે; કે, જે ભુંડાઇ તરફ આપણી ઇચ્છા દુષ્ટ ભાવથી વળે છે

તે પરથી આપણુ મન જોરજુલમથી હઠાવી લેવ અને જે ભનુ આપણને ઘટ જરૂરનુ છે હોમથી પ્રાપ્ત કરવુ

એજ પ્રમાણે વિશેષ કરીને જે બાબતો અન્યોમા જોઇને ત વણી વાર નારાજ થાય છે તે ત પોતે ન કર, અથવા એવાથી દૂર રહેવાનો પ્રયત્ન કર

૫ સર્વ બાબતોમા તારી બુદ્ધિ શાવ એટલે જે મારા ખના તુ દેખે અથવા સાભળે તેનુ અનુકરણ કરવાને પ્રયત્ન કર અને જે જે કઇ તુ નિદનીય એ તેનુ જાતે નહિ કરવા ાવધાન રહે

અથવા જો કદાપિ તે એ કર્યુ હોય તો મને તરત જ જલદી ધારવાનો પ્રયત્ન કર

જેમ તારી આખો અન્યોને જુએ છે તેમ અન્યોની આખો ને પણ જુએ છે

ઉત્સાહી અને સુભક્ત નિયમ પ્રમાણે ચાલનારા અને શીખિત ાઇઓ જોને કેવુ સારૂ લાગે છે અને સુખ થાય છે

પણ જેઓ અનિયમિત રીતે ચાલે છે અને પોતાના વડા માગે ફરતા નથી એવાને જોતા કેવી દીલગીરી અને દુખ

તેથી ભક્ત જનોનો આટલો મોટો સમુદાય આનંદથી પરમે શ્વરના માનને ગાનાનુ શરૂ કરે છે, ત્યારે એવા પવિત્ર સમયમા તુ સ્તુતી કરે એ તને શરમની વાત છે

૯ અહા, આપણા પ્રભુ પરમેશ્વરની સ્તુતિ આખા મન તથા મોથી કરવા સિવાય આપણને બીજુ કશુ કરવાનુ ન હોત તો કેવુ સારૂ!

અહા, જો તને ખાવા પીવા, અથવા સુવાની જરૂર ના હોત પણ મન પરમેશ્વરની સ્તુતિ કરવાની અને માત્ર આત્મિક, ઉદ્યોગમા લાગ્યા રહેવાનુ હોત તો તુ હાલના કરતા વધારે સુખી હોત કેમકે અત્યારે તો તુ દરેક જાતની હાજતોને લીધે ત્હનો દાસ છે

એ હાજતો ન હોત, પણ ફક્ત આત્મિક ભોજન, જેનો સ્વાદ હાલ ભાગ્યે ચાખીએ છીએ, તે તત તો કેવુ સારૂ!

૧૦ જ્યારે મનુષ્ય એવે સુધી જઇ પહોચે, કે કોઇ પણ નરજાતની વસ્તુમા દિલાસો ન શોધે ત્યારે પહેલુ પ્રથમ તે પરમેશ્વરની મિહાશનો સ્વાદ ચાખવા માડે છે, ત્યાર ભવિષ્યમા જે જે ગુજરે તેમા પણ સદા સતુષ્ટ રહે છે.

ત્યારે તે પુષ્કળતામા હરખાશે નહિ તેમ ન્યૂનતામા દીલગીર થશે નહિ પણ પરમેશ્વર જે તેનુ સર્વસ્વ છે, જેની આગળ કાઇપણ વસ્તુ નષ્ટ થતી અથવા મરતી નથી, પણ સઘળુ જીવ છે" અને જેની દૃષ્ટિ પડતાજ તેને ભજે છે, તેને પૂર્ણ રીતે અને ભરોસાથી આધીન થશે

૧૧ સદા તારે અત મનમા રાખ અને એ ગુમાવેલો વખત ફરી પાછો આવતો નથી

કાળજી અને મહેનત વિના સદ્ગુણો કદી પ્રાપ્ત કરાતા નથી.

કેમકે તે એમ કહે છે ' જો કોઇ મારા પર પ્રેમ કરે, તો તે મારી વાતો પાળશે, ને અમે તેની પાસે આવીને તેની સાથે રહીશુ "

માટે ખ્રિસ્તને જગા આપ, અને બીજા બધાને સારૂ બારણુ બધ કરી દે.

જ્યારે ખ્રિસ્ત તારી પાસે આવે છે, ત્યારે તુ ધનવાન છે, અને તે તને બસ છે

તે તારી વ્યવસ્થા કરશે, અને સઘળી બાબતોમા તારા વિશ્વાસુ કારભારી થશે એ માટે તારે મનુષ્યો પર ભરોસો રાખવો ન પડે.

કેમકે મનુષ્યો તરત બદલાઇ જાય છે, અને ઝટ નિષ્ફળ થાય છે પણ ખ્રિસ્ત સદાકાળ સુધી રહે છે, અને આપણને મદદ કરવા અત સુધી આપણી પાસે અડગ ઉભો રહે છે

૩ દુર્બળ અને મરણાધીન મનુષ્ય પર આપણે વત્તો ભરોસો રાખવો નહિ જોઇએ, જો કે તે ઘણો હિતકર અને વહાલો હોય જો તે કોઇ વાર તારી સામે થાય અને વિરુદ્ધ ઉતરે તો તારે વધારે દીલગીર પણ થવુ નહિ જોઇએ

જેઓ આજે તારા પક્ષમા છે, તેઓ કાલે તારા પ્રતિપક્ષી બની શકે છે, અને તેઓ વારવાર પવનની પેઠે આમથી તેમ ફરી જાય

તારો સઘળો ભરોસો પરમેશ્વર પર રાખ, તે તારી બીક અને પ્રીતિ હોય.

તે તારો જવાબ દેશે અને જે તારે માટે ભલુ છે તે કરશે

"અહી તારુ નભી રહે એવુ નગર" નથી, અને જ્યા જ્યા તુ હોય, ત્યા પરદેશી અને મુસાફર છે, અને અતરથી ખ્રિસ્તને જોડાયા વગર તને કદી વિસામો મળનાર નથી

૪  આ દુનીયા તારૂ આરામસ્થાન નથી, તો શા માટે તુ અહીં તહીં જોતો ફરે છે?

તારૂ ઘર સ્વર્ગમા હોવુ જોઇએ અને સઘળા દુન્યવી નાના ટળી જતા હોય એવી નજરે જોવા જોઇએ

સઘળી વસ્તુઓ અને તેમની સાથે તુ પણ ટળી જશે

જોજે તુ તેમા લપટાનો રખે તુ ફાંદામા પડ અને નાશ પામે

તારા વિચારો પરમેશ્વર વિષે હોજો અને તારી પ્રાર્થનાઓ સતત્ ખ્રિસ્ત ભણી ચાલુ રાખ

જો તુ ગૂઢ અને સ્વર્ગીય બાબતોનુ ચિતન ન કરી શકે તો ખ્રિસ્તના દુ ખભોગનુ ધ્યાન કર અને ખુશીથી તેના પુન્ય ઘેહોમા વસ

કારણ કે જો તુ ભકિતથી પ્રભુના ઘા અને નિશાનોનુ શરણ લે, તો દુ ખમા મહાદિલાસો પામશે અને મનુષ્યની ધિક્કાર પાત્ર લેખવાની ચિંતા કરશે નહિ અને નિંદા સહેનાથી સહન કરશે

૫  ખ્રિસ્ત પણ આ દુનિયામા માણસોથી ધિક્કારાયો હતો અને અ ય ત દુ ખી હાલતમા પોતના ઓળખીતા અને મિત્રોથી અપમાન મધ્યે તજાયો હતો

ખ્રિસ્ત દુ ખ ઉઠાવવા અને અપમાન સહન કરવા ચાહ્યુ અને તુ કેમ કરીને કશા સ બ ધી ભભડવાની હાલી બનાવે છે?

ખ્રિસ્તને શત્રુઓ અને નિંદા કરનારા હતા, અને તુ ચાહે છે કે બધા તારા મિત્ર અને હિતૈષી હોય?

જો તારા પર કાંઇ વિપત્તિ ન આવે તો ધીરજના મુગટ તને ક્યાથી મળશે?

જો તું કોઈ અવરોધ સહન કરવા ચાહતો નથી, તો કેમ ફરીને તું ખ્રિસ્તનો મિત્ર થઈશ?

જો તું ખ્રિસ્તની સાથે રાજ્ય કરવા ચાહે છે તો ખ્રિસ્તની સાથે, અને ખ્રિસ્તને માટે સહન કર.

૬. જો તું એક વાર ઈસુના અંતઃકરણમાં પુરેપુરો ઉતરે, અને તેની જ્વલંત પ્રીતિનો થોડોજ સ્વાદ ચાખે તો તારા સુખ દુઃખની કંઈ પણ પરવા ન કરત, પણ આવીપડેલા અપમાનમાં વધારે હરખાત. કારણ કે ખ્રિસ્તની પ્રીતિ મનુષ્યને પોતાથી ધિક્કાવે છે.

ઈસુ અને સત્યને ચાહનાર, અને ખરો આત્મિક જન, જે અનિયમિત અનુરાગથી છુટો છે તે સ્વતંત્રપણે પરમેશ્વર ભણી ફરી, આત્મામાં પોતા પર ઉચ્ચ પદવીએ ચઢી, અને આનંદદાયક સુખ માણી શકે છે.

૭. જે સઘળી વસ્તુઓનો કહેવાય છે અથવા મનાય છે તેવો નહિ, પણ જેવી તે ખરેખાત છે તેવોજ ભેદ સમજે છે, તે ખરેખરો ડાહ્યો જન છે, અને મનુષ્યોથી નહિ પણ પરમેશ્વરથી કેળવેલો છે.

જે આત્મિક રસ્તા પર ચાલવું, અને બાહ્ય વસ્તુઓની દરકાર નહિ કરવાનું જાણે છે, તે ભક્તિ કરવાને માટે જગા શોધતો નથી અને સમયની વાટ જોતો નથી.

૭ ન માણુમાની અસાધારણ અને ભુરી ચાલની પરવા કરતો નથી

જે પ્રમાણમા મનુષ્યનુ મન બાહ્ય વસ્તુઓમા લાગે છે, તે પ્રમાણમા તેને રોકાણ થાય છે અને ગભરાટ વેરે ૭

૮ જો તુ-મા સઘળુ બરાબર હોય અને તુ સારી રીતે નાદ થયો હોય તો બધુ તારા ભના તથા લાભને માટે થશે

ન હ-મ પૂણુ રીત પોતાને નકારતો નથી, અને દુન્યવી વાનાથી વિરકત થયો નથી, તે માટે વણી બાબતો તને વાર વાર નાખુશ અને હેરાન કરે છે

મરજાઓથી વસ્તુઆ પરના અગાદ પ્યારના મરખુ બીજુ કશુ માણમના હૃદને મલિન કરતુ અને ગુચવતુ નથી

જો તુ બાહ્ય દિલાસાના ત્યાગ કરીશ તો સ્વર્ગીય બાબતો પર ધ્યાન લગાડી શકીશ અને વારવાર હૃદયમા આનદ પામીશ

## અધ્યાય ૨.

### નમ્ર મનથી આધીન થવુ

૧ તારો પક્ષધારી અથવા પ્રતિપક્ષી કોણ હોય ન પર લક્ષ ન દે પણ જે જે તુ કરે છે તેમા પ્રભુ તારી સાથે હોય એ વિશે મહેનત કર અને નાગ્ર રાખ

તારૂ અત કરણ પવિત્ર રાખ અને પરમેશ્વર તારૂ પુરતુ રક્ષણ કરશે

કેમકે જેને પરમેશ્વર સહાય કરે, તેને માઠ પણ માણમની દુષ્ટતા હાનિ કરી શકતી નથી

## અધ્યાય ૩.

### ભલો અને શાંત મનુષ્ય

૧ પહેલાં તુ પોતાને શાંતિમા રાખ અને પછી તુ અન્યોને શાંતિ પમાડી શકશે

શાંત મનુષ્ય મોટા વિદ્વાન જનના કરતા વધારે ભલુ કરે છે

ક્રોધી મનુષ્ય સારૂ પણ ભુડામા પલટાવી નાખે છે અને સહેલાઈથી ભુડુ માને છે

સારો અને શાંત જન સઘળુ ભલામા બદલાવી દે છે

જે પૂર્ણ શાંતિમા છે તે કોઇ પણ મનુષ્ય પર વહેમ લાવતો નથી

પણ જે બેચેન અને અશાંત છે તે તરેહ તરેહના વહેમથી હાલે છે

તે પોતે શાંતિમા રહેતો નથી અને અન્યોને શાંતિમા રહેવા દેતો નથી

તે વારવાર જે વાતો તેણે કહવી નહિ જોઇએ તે કહે છે અને જે કરવુ તેને સારૂ છે તે પડતુ મુકે છે

તે અન્યોના કર્તવ્યો વિષમા ને છે, અને પોતે જે કરવાને બંધાએલા છે તે કોર મૂકે છે

માટે પહેલુ પ્રથમ તુ પોતા બાબતમા ઉત્સાહ રાખ અને પછી તારા પાડોશી પ્રત્યે તારા ઉત્સાહનો સારી રીતે ઉપયોગ કરી શકશે

૨ પોતાના બચાવ કરવામાં અને તે પર ઓપ ચડાવવામાં તને સારી પેઠે આવડે છે, પણ અન્યોના બચાવ માનવા ચાહતો નથી

એવો જન સ્વવિજયી અને મમારનો ધણી, ખ્રિસ્તનો મિત્ર અને સ્વર્ગનો વારસ છે

## અધ્યાય ૪.

### શુદ્ધ મન અને ચોકખો હેતુ.

૧ ભોળપણ અને મનની શુદ્ધતા એ બે પાંખો વડે મનુષ્ય દુન્યવી વસ્તુઓની ઉપર ચઢી શકે છે

ભોળપણ હેતુમા શુદ્ધતા ઇચ્છામા હોવી જોઇએ.

ભોળપણ પરમેશ્વર ગમ જાય છે શુદ્ધતા તેને ગ્રહણ કરે છે, અને તેનો સ્વાદ ચાખે છે

જો તારૂં મન અનિયમિત પ્યારથી છુટું હોત, તો કોઇ પણ સુકૃત તને રોકાણનું કારણ ન થાત.

જો તું પરમેશ્વરની ઇચ્છા અને પાડોશીના હિત સિવાય બીજું કશું શોધતો અને તકાવતો નથી તો અંદરની સ્વતંત્રતા માણશે

જો તારૂં અંતર સારૂં હોય તો દરેક સરજાએલી વસ્તુ તને જીવનની આરસી અને પવિત્ર ઉપદેશનું પુસ્તક હોત

અને જો કયાએ દુ ખ અને મ ષ્ટ હોય તો દુ અ તર્ગ્વાળો તેમાનુ ઘણુ અનુભવ

જેમ લોઢુ આગમા નાખવાથી કાટ જતો ર ' છ અને આગ સમાન બની જાય છે ત જે પૂર્ણ રીતે પરમેશ્વર ભણી ફરે છે ત સઘળી આળસ મુક્ત મને અને નવા મનષ્ય થઇ જાય છે

૩ ય રે મનુષ્ય મ દ્દે ત ઢાહી થવા માડે છે ત્યારે તે થાડો મહેનત ભારૂ મા અને ખુશીથી લ રના નામો શોધવા મ

૫ ૧ જ્યારે ત પૂર્ણ રીતે પાતાને જીતવા અને પરમેશ્વરના ર ત મા બહાદુરીથી ચાલવા મા છ ત્યારે જે ભારતો તેને મહેના ભારે લાગતી હતી તે હલકો લખવ

## અધ્યાય ૧.

### સ્વમનન

૧ આપણે પોતા પર ઘણા ભરોસો રાખી શકતા નથી કેમકે વારવાર આપણને કૃપા અને સમજણની ન્યૂનતા હોય છે

આપણામા થેડુ અજવાળુ અને તે આપણી બેદર કારીથી જલદી ગુમાવીએ છીએ

ઘણી વાર આ પણે જાણતા નથી કે અ દર આપણે કેવા અ ધ છીએ

આપણે વારવાર બુ કરીએ છીએ અને વધારે ભુડી રીતે બહાનુ કાઢીએ છીએ

કટલીક વાર આપણે ક્રોધ કરીએ છીએ અને તન ધર્મનુ ઝનુન ધારીએ છીએ

આપણે અન્યોની નાની નાની ભૂલોની ખોડ કાઢીએ છીએ, અને પોતાની મોટી મોટી ભૂલો પર નજર કરતા નથી

અન્યો તરફથી આપણને જે વેઠવું પડે છે, તે લક્ષમાં લેના અને તેનો તોલ કરવા આપણે પુરતા કેનારમાં છીએ, પણ અન્યોને આપણા તરફથી શું વેઠવું પડે છે તેનો વિચાર કરતા નથી

જો સારી અને વ્યાજબી રીતે પોતાના કૃત્યોનો વિચાર કરત, તેને અન્યોના કૃત્યેનો સખત તોલ કરવાનું કારણ ન મળત

૨ આત્મિક જન બીજી બધી ચિંતાઓ કરતા પહેલા પોતા પર લક્ષ દે છે

અને જે કાળજીથી પોતા પર નજર કરે છે તે અન્યો સબંધી મહેલાઇથી ચૂપ રહે છે

અન્યો સબંધી ચૂપ રહ્યા સિવાય, અને પોતા પર વિશેષ લક્ષ આપ્યા વગર તું કદી આત્મિક અને ભક્તજન થશે નહિ

જો તું પરમેશ્વર અને પોતા પર પૂર્ણ રીતે લક્ષ દે, તો બહારની બાબતો તને થોડી અસર કરશે

જો તારૂં મન ઠેકાણે નથી તો તું ક્યાં છે?

અને જ્યારે તું પોતાને વિસરી જઇને સૌ બાબત ફરી વળે છે તો એથી તને શો લાભ થાય છે?

જો તું ખરી શાંતિ અને ખરૂં પ્રેમ ઐક્ય ચાહે છે તો તારે બીજું બધું એક બાજુ હાંકી કાઢવું જોઇએ, અને પોતા પર નજર કરવી

૩ જો તું સઘળી દુન્યવી ચિંતાઓથી પોતાને છુટો રાખે, તો મોટી ઉન્નતિ કરશે

જો તું કોઈ દુન્યવી વસ્તુને કશા લેખામાં ગણે, તો મોટી હાનિ પામશે

ફક્ત પરમેશ્વર, અથવા પરમેશ્વરની વાત સિવાય તને બીજી ચીજ મોટી, ભારે સુખકર અથવા મનભાવતી ન હોય

જે કંઈ દિલાસો તને સરજાએલી વસ્તુઓથી મળે તે સઘળો વ્યર્થ સમજ.

જે આત્મા પરમેશ્વર પર પ્રેમ કરે છે તે સઘળી વસ્તુઓ જે પરમેશ્વર કરતા નાની છે, તેમને તુચ્છ ગણે છે

કેવળ સર્વકાળ અને અપાર મોટા પરમેશ્વર જે સઘળી વસ્તુઓને પૂર્ણ કરે છે તે આત્માનો દિલાસો અને હૃદયનો ખરો આનંદ છે

## અધ્યાય ૬.

### શુદ્ધ અંતઃકરણનો આનંદ.

૧ "ભલા મનુષ્યનો ગૌરવ શુદ્ધ અંતઃકરણની સાક્ષી છે

શુદ્ધ અંતઃકરણ રાખ અને તને સદા આનંદ થશે

શુદ્ધ અંતઃકરણ ઘણું સહન કરી શકે છે, અને સંકટો મધ્યે ઘણું આનંદી રહે છે

અણધાર્યો આવશે અને તેઓના નર્યો નષ્ટ થશે અને તેમની ધારણા નિષ્ફળ જશે

૨ જે નમ્ર છે તેને આકૃતમા આનદ કરવા નહિ નથી, કારણ કે એવી રીતે આન કરવા તે પ્રભુના "ક્રમનો આનદ" છે

જે માન માણસમા આપ છે અને લે છે તે અલ્પકાળિક છે આ જગતના માન સાથે હમેશા દુખ પણ જોડાએલુ છે ભલા જનોનો મહિમા મનુષ્યોના મુખમા નહિ પણ તેઓના અતકરણમા છે

ન્યાયી જનોનો આનદ પરમેશ્વરથી અને પરમેશ્વરમા છે અને તેઓનો હરખ સત્યમા છે

જે ખરા અને અનતકાળિક મહિમાની અભિલાષા રાખે છે તે કાળિક મહિમાની પરવા કરતા નથી

અને જે દુન્યવી મહિમા શોધે છે અથવા ખરા દીલથી તેને ધિક્કારતો નથી તે બતાવી આપે છે કે તેને સ્વર્ગીય મહિમાની થોડી ઇચ્છા છે

જે યશ અથવા અપયશની પરવા કરતા નથી તેના હૃદયમા મહા શાંતિ છે

૩ જેનુ અત કરણ શુદ્ધ છે તે સહેલાઇથી સતુષ્ટ અને શાંત રહેશે

વખાણવાથી તુ વધારે પવિત્ર થતો નથી તેમ વખોડાવાથી નીચ બનતો નથી

તુ જે છે તે જ છે અને તુ પરમેશ્વરની નજરમા છે તે કરતા મોટો કહી શકાશે નહિ

જો તુ અતકરણમા શુ છે તે બારીકીથી લક્ષમા લે તો મનુષ્યો તુજ સબધી શુ કહે છે તેની પરવા કરત નહિ

કર્યું કે પરમેશ્વરનો પ્રમ ય યાજક મિકસદસ જેના પર તે અતિશય પ્રેમ કરતો તો તે તેની પાસેથી લઈ લેવાયો જાય માટે નરજનાર ની પ્રીતિને લીધે તેણે મનુષ્યની પ્રીતિ જીતી અને માનની દિલાસાને બદલે પરમેશ્વરની ઇચ્છા વધારે પસદ કરી

એમજ તુ પણ પરમેશ્વરની પ્રીતિને લીધે પ્રાણપ્રિય અને ત ના મિત્રથી જુદો થત શીખ અને જ્યારે કો મિત્ર તજ તજે ત્યારે ન દુખી ન થા કમક તુ જાણ છે કે આખર દિવસ આપણ બધાને એક બીજાથી વિખુટા થવુ પડશે

૩ ત પર પુરી જીત મળવતા અને સઘળો પ્રેમ પર મેશ્વર પર રોપતા શીખ્યા પડના મનષ્યે પોતામા મોટી અને જાનુ લડાઈ લડવી જોઇએ

ત્યારે માણસ પોતા પર આધાર નાખ ત્યાં માનની દિલાસા તરફ સહેલાઇથી વળે છે

પણ ખ્રિસ્ત ખરા ચાહનાર અને સગુણ પાછળ લાગનાર ઉત્સાહી જન આ દિલાસાઓ પાછળ પડતો નેમ ઇંદ્રિયોની એવી મિષ્ટતા શોધતો નથી પણ ખ્રિસ્તને લીધે ભાર પ્રયત્નો અને સખત મહેનત ચહે છે

પરમેશ્વર કિલાસાની કૃપા આપના સારૂ કરે છે પણ મનુષ્ય તેને સારૂ પરમેશ્વરનો આભાર માનીને સઘળું તેના પગ પાસે નહિ મૂકવામાં ખોટું કરે છે

અને એ રીતે નાગણુન ીન મ પચ્ચામા કૃપાદાનો વહી શકતા નથી કેમ કે આપણે દાતાને અનુપકારી છીએ અને તેણે ઝરા તરફ સઘળું પાછું મોકલતા નથી.

કેમકે જે ઘટતી રીતે ઉપકાર માને છે તેને નિત્ય કૃપા અપાય છે, અને જે અભિમાની પામવા લઈ લેવાય છે તે નમ્ર જનને અપાય છે

૩ જે પશ્ચાત્તાપ દૂર કરે એવો દિલાસો હું ચાહતો નથી અને ગર્વ તરફ ખેંચે એવું મનન મારે જોઈતું નથી

કેમકે જે બધા ઉંચા છે તે સઘળા પવિત્ર નથી, જે સઘળું મીઠું છે, તે બધું સારું નથી, દરેક ભાવના શુદ્ધ નથી, જે સઘળું આપણને વહાલું છે, તે બધું પરમેશ્વરને પ્રસન્ન નથી

જે કૃપા મને હમેશા વધારે નમ્ર અને ઉપરાયણ થતા અને સ્વત્યાગ કરવા તૈયાર કરે છે તે હું ખુશીથી સ્વીકારીશ.

જે કૃપાદાનથી કળાયો, અને તેના કમી થવાની સજાથી શિક્ષણ પામ્યો છે, તે કંઈ પણ મારું પોતાને આત્મપણાની છાતી ચલાવશે નહિ, પણ પોતાને ગરીબ અને નાગો કબુલ કરશે

જે પરમેશ્વરનું છે તે પરમેશ્વરને આપ, અને જે તારું છે તે તું લે—એટલે કૃપાને સારૂ પરમેશ્વરનો ઉપકાર માન, અને તને પોતાને દોષ તથા તેની યોગ્ય શિક્ષા આરોપ

અને જેટલા વધારે તેઓ મહિમાવાન છે, તેટલા વધારે તેઓ નમ્ર છે.

જેઓ સત્ય અને સ્વર્ગીય મહિમાથી ભરેલા છે, તેઓ વ્યર્થ મહિમાની તૃષ્ણા રાખતા નથી.

જેઓ પરમેશ્વરમા દૃઢ અને સ્થાપિત છે, તેઓ કોઈ વાતમા અભિમાન કરતા નથી

અને જેઓ જે જે ભલુ પોતાને મળ્યુ છે તે પરમેશ્વરને આરોપે છે, તેઓ એકબીજાથી માન શોધતા નથી, પણ મહિમા જે ફક્ત પરમેશ્વરથી છે તે ચાહે છે, અને તેઓ સૌ કરતા ચાહે છે અને લક્ષમા રાખે છે, કે પોતામા અને સઘળા સંતોમા પરમેશ્વર સદા મહિમા પામે

૫ માટે નાનામા નાના દાનને માટે આભારી થા, અને તુ મોટા દાન પામવા લાયક થશે

નાનામા નાનુ દાન મહાદાન ગણ અને સૌથી તુચ્છ દાનને ખાસ દાન માન.

જો તુ દાતાનુ ગૌરવ ધ્યાનમા લે તો કોઈ પણ દાન તને નાનુ અથવા હલકુ નહિ દેખાય.

કેમકે જે દાન મહાન પરમેશ્વરથી અપાય તે નાનુ નથી

હા, જો કે તે સજા કરે અને ફટકા મારે, તોપણ તે માન્ય કરવા જોઇએ, કેમકે જે જે કઈ તે આપણા પર આવવા દે છે, તે આપણા તારણને માટે કરે છે

જે પરમેશ્વરની કૃપા પોતામા ટકાવી રાખવા ચાહે છે તેણે મળેલી કૃપાને માટે આભાર માનવો, અને લઇ લેવાય ત્યારે

## અધ્યાય ૧૧.

### ઇસુના ક્રુસને ચાહનારાઓની જૂજ સંખ્યા

૧ હાલમા ઇસુના સ્વર્ગીય રાજ્યને ચાહનારા તો ઘણા છે પણ તેનો ક્રુસ ઉંચકનાર થોડા છે

તેનો દિલાસો ચાહનારા ઘણા છે પણ તેની વિપત્તિ ચાહનારા થોડા છે

તેની સાથે જમનારા સાથી તન ઘણા મળે છે, પણ તેની સાથે ઉપવાસ કરનારા થોડા

તેની સાથે આનદ કરવા બધા ચાહે છે પણ થોડાજ તેને લીધે ખુશીથી કશું સહન કરે છે

રોટલી ભાગતા સુધી ઇસુના અનુગામી ઘણા છે, પણ તેના દુખનો પ્યાલો પીતા સુધી સાથે રહેનાર થોડા છે

તેના ચમત્કારોને ઘણા માન આપે છે, પણ ક્રુસના અપમાનો પાછળ થોડાજ ચાલે છે

ઘણા તેમના પર વિપત આવતી નથી ત્યા સુધી ઇસુ પર પ્રેમ કરે છે

ઘણા તેનો કેટલોક દિલાસો મળે ત્યા સુધી તેને વખાણે છે અને ગુણ ગાય છે

પણ જો ઇસુ છુપાઇ જાય, અને થોડી વાર સુધી તેમને મૂકી દે, તો તેઓ બબડવા માંડે છે અથવા બેહદ ઉદાસ થાય છે.

૨ પણ જેઓ પોતાના કોઇ સુખને માટે નહિ, પણ ઇસુને લીધે ઇસુ પર પ્રેમ કરે છે, તેઓ મહા દિલાસામા તેમજ અંતકરણના સતાપ અને દુખમા તેના ગુણ એકસરખા ગાય છે

અને જો તે તેઓને કદી દિલાસો ન આપે, તોપણ તેઓ સદા તેના વખાણ કરે છે અને તેનો ઉપકાર માનવા ચાહે છે

અહા! કોઈ સ્વાર્થ અથવા સ્વપ્યાર વિનાની પ્રભુની શુદ્ધ પ્રીતિ કેટલુ બધુ કરી શકે છે!

જેઓ હમેશા દિલાસો શોધે તેમને ભાડુતી કહેવા ઠીક નથી?

જેઓ હમેશા પોતાના હિત અને લાભનો વિચાર કરે છે તેઓ પ્રભુને નહિ પણ પોતાને ચાહનાર છે એ સાબીત થતુ નથી?

વિના સ્વાર્થ પ્રભુની સેવા કરવા ચાહે એવો જન આપણને ક્યા મળશે?

૩ એવો સઘળી વસ્તુઓ વિરક્ત આત્મિક જન આપણને ભાગ્યે મળે છે

કેમકે આત્મામા ખરેખાત ગરીબ, અને સઘળી સરજતોથી વસ્તુઓની પ્રીતિ રહિત એવો જન કોને મળે?

કારણ કે તેનુ મૂલ્ય રત્નો કરતા બહુ અધિક છે, જે દૂરથી અને પૃથ્વીને છેડેથી લવાય છે

જો મનુષ્ય પોતાની સઘળી સંપત્તિ આપે તોપણ એ કંઈ નથી અને જો તે ઘણો પસ્તાવો કરે તોપણ એ થોડુ છે અને જો તે સઘળી વિદ્યાઓ જાણે તોપણ હજી વેગળો છે અને જો તેનામા મોટા સદ્ગુણ અને ઘણી ઉકળતી ભક્તિ હોય તોપણ હજી તેનામા ઘણુ ખૂટે છે એટલે એક ચીજ જે તેને મહા જરૂરની છે તે

એ વસ્તુ કઈ?

એટલે તે સઘળુ તજીને પોતાને પણ ત્યાગે, પોતામાથી આખા બહાર નીકળે અને સ્વાર્થનુ કંઈ પણ ન રાખે

અને જે કરવાનુ તે જાણે છે તે બધુ કર્યું હોય, ત્યારે એવુ માને કે તેણે કશુ પણ કર્યું નથી

જે મોટું લેખાય છે તે તેણે મોટું લેખવવું નહિ, પણ ખરેખાત પોતાને નલાયક સેવક કબુલ કરવો, જેમ સત્ય જાતે કહે છે કે: 'જો સર્વ ફરમાવેલા તમે કર્યાં હોય, તોપણ કહો કે અમે અયોગ્ય સેવકો છીએ "

ત્યારે તે આત્મામાં ખરેખાત ગરીબ, અને નાગો થઈ શકશે, અને ભવિષ્યવાદી સાથે કહી શકે કે: "હું એકલો અને ગરીબ છું."

તોપણ જે પોતાને અને સઘળી વસ્તુઓને તજી દેવા, અને પોતાને સૌથી નીચ સ્થાને મૂકવા જાણે છે, એવા જન કરતાં કોઇ પણ વધારે ધનવાન, વધારે બળવાન, વધારે સ્વતંત્ર નથી

## અધ્યાય ૧૨.

## પવિત્ર ક્રુસનો રાજમાર્ગ.

૧ ઘણાઓને આ વાત કઠણ લાગે છે, કે "તું પોતાને નકાર, અને તારો ક્રુસ લઇને ઇસુની પાછળ ચાલ."

પણ પેલી છેલ્લી વાત "ઓ શાપિતો, મારી પાસેથી સર્વકાળિક અગ્નિમાં જાઓ," એ સાંભળવી તેથી પણ વધારે કઠણ પડશે.

કેમકે જેઓ હાલમાં ખુશીથી ક્રુસની વાણી સાંભળે છે અને તે પ્રમાણે ચાલે છે, તેમને ત્યારે સર્વકાળિક શિક્ષાની બીક લાગશે નહિ

"જ્યારે પ્રભુ ન્યાય કરવા આવશે, ત્યારે આ ક્રુસની નિશાની આકાશમાં હશે"

ત્યારે ક્રુસના સઘળા સેવકો, જેઓએ ક્રુસ પર જડાએલા

ઇસુના જીવન સરખી પોતાની જિંદગી બનાવી છે, તેઓ પોતાના ન્યાયાધીશ ખ્રિસ્તની પાસે મોટા ભરોસાથી આવશે

૨ ત્યારે જે ક્રુસ તને રાજ્યમા પહોચાડે છે, તે ઉઠાવવા તુ શા માટે બીએ છે?

ક્રુસમા તારણ, ક્રુસમા જીવન ક્રુસમા શત્રુઓથી રક્ષણ, ક્રુસમા સ્વર્ગીય મિઠાશ રેડેલ એવુ ક્રુસમા મનનુ બળ, ક્રુસમા આત્માનો આનદ, ક્રુસમા સદગુણની ઉચ્ચતા, ક્રુસમા પવિત્રતાનુ પૂર્ણપણુ

ક્રુસ સિવાય બીજે ક્યાએ આત્માનુ તારણ અને અનત કાળિક જીવનની આશા નથી

માટે તારો ક્રુસ ઉઠાવ અને ઇસુની પાછળ ચાલ, અને તુ સદાકાળિક જીવનમા જશે

તે પોતાનો ક્રુસ ઊંચકીને તારી આગળ ગયો છે, અને તારે માટે ક્રુસ ઉપર મરી ગયો કે તુ પણ તારો ક્રુસ ઉઠાવે અને ક્રુસપર મરના ચાહે

કેમકે મનો શરીરની પીડા થશે, અથવા આત્મામા મનનુ ' ખ વેઠવુ પડશે

૪ ઘણીવાર પરમેશ્વર તને છોડી દેશ, કોઇ વાર પાડોશી સતાવશે, અને એ ઉપરાત ઘણી વાર તુ પોતાથી દુ ખ પામશે માયપણ ઉપાય અને દિલાસાથી છુટકો અને આરામ થઇ શકશે નહિ પણ પરમેશ્વરની ઇચ્છા હોય ત્યા સુધી સહન કરવુ પડશે કેમકે પરમેશ્વર ચાહે છે કે તુ દિલાસા વગર દુ:ખો સહેતા શીખે અને આખો તેને વશ થાય અને દુ ખોથી વધારે નમ્ર બને જેને ખ્રિસ્તના દુ:ખભોગ સરખુ કઇ સહન કરવુ પડયુ હોય, તેના જેવી ખ્રિસ્તની પીડા વિષે બીજાને લાગણી થતી નથી

માટે ક્રુસ હમેશા તૈયાર છે, અને સર્વ ઠેકાણે તારી વાટ જુએ છે

જ્યા મરજી હોય ત્યા નાસ, તુ તેથી છુટી જઇ શકતો નથી કેમકે જ્યા જ્યા તુ જાય છે ત્યા સ્વમૂર્તિ સાથે જ છે, અને સદા તને 'સ્વમૂર્તિ' મળશે"

ઉપર કે અથવા નીચે કર અંદર કે અથવા બહાર ફેર અને સઘળે તને ક્રુસ મળશે અને જો તુ અંદરની શાંતિ સાચવવા અને સદાકાળિક મુગટ પામવા ચાહે છે, તો સર્વ ઠેકાણે જરૂર ધીરજ રાખવી પડશે

જો તું એક ક્રુસ ફેંકી દે, તો નિઃસંદેહ બીજો મળશે, અને કદાપિ વધારે ભારે.

૬. જેથી કોઇ પણ મનુષ્ય બચ્યો નથી તેથી તું બચી જવા ચાહે છે?

દુનિયામાં કયો સંત ક્રુસ અને દુઃખ વગર હતો?

આપણા પ્રભુ ઇસુ ખ્રિસ્ત સરખો પણ પોતાના જીવનમાં એક ઘડી દુઃખભોગની પીડા વગર ન હતો. તેણે કહ્યું,

"ખ્રિસ્ત મરણ સહે, ને મુએલાંમાંથી ઊઠે. અને પોતાના મહિમામાં પેસે એમ થવું જોઇતું હતું."

અને આ રાજમાર્ગ, જે પવિત્ર ક્રુસનો માર્ગ છે, તે મૂકીને તું બીજો રસ્તો કેમ શોધે છે?

૭ ખ્રિસ્તનું આખું જીવન ક્રુસ અને દુઃખભોગ હતું, અને તું સુખ અને આનંદ શોધે છે?

જો તું દુઃખ ઉઠાવવા કરતાં બીજું કશું શોધે છે તો ભૂલ કરે છે, હા, મોટી ભૂલ કરે છે: કેમકે આ આખું દુન્યવી જીવન દુઃખથી ભરેલું અને ચારે બાજુએ ક્રુસોથી અંકિત છે.

અને કોઇ આત્મામાં જેટલી વધારે વૃદ્ધિ પામ્યો છે, તેટલા વધારે ભારે ક્રુસ તેને વારંવાર મળશે: કેમકે જેટલો વધારે તેનો

અને કેટલીક વાર ખ્રિસ્તના ક્રુસને અનુરૂપ હોવાના પ્યારથી દુ ખ અને આફત ઉઠાવવાને એવુ બળ પામે છે, કે તે દુ ખ અને વિપત વગર રહેવા ઇચ્છતો નથી કારણ કે એવા જન માને છે કે જેટલુ વધારે અને કઠણ દુ ખ તે પરમેશ્વરને માટે સહન કરી શકે તેટલો વધારે તેને પસદ પડશે

૭ આ ક્ષણભગુર દેહ પામે આટલી મોટી બાબતો કરાવે છે એટલે સુધી, કે જે વાતાથી તે સ્વાભાવિક રીતે બીએ અને નાસે તેનો આત્માના ઉત્સાહથી અગીકાર કરે અને ચાહે, તે મનુષ્યની શક્તિ નથી પણ ખ્રિસ્તની કૃપા છે

૮ ક્રુસ ઉઠાવવો, ક્રુસને ચાહવા, દેહકષ્ટ કરવુ અને તેને વશ રાખવા યશથી નાસવુ, અપયશ ખુશીથી સહેવો પોતાને ધિક્કારવુ, અને ધિક્કાર પામવાની ઇચ્છા રાખવી, સઘળી વિપત્તિઓ અને હાનિઓ સહન કરવી, અને આ દુનિયાની સપત્તિ નહિ ઇચ્છવી, એ સઘળુ મનુષ્યના સ્વભાવ પ્રમાણે નથી

જો તુ પોતા પર દૃષ્ટિ કરે, તો તુ પોતાથી આ જાતનુ કોઈ કામ કરી શકતો નથી

હાલ થશે અને જ્યા જ્યા જઇને તુ છુપાઇશ, ત્યા તને ખરે ખાત એવુ મળશે

એમ થવુજ જોઇએ અને પોતે મરણ કર્યા સિવાય કોઈ બીજો ઉપાય નથી, જે વડે તુ દુ ખ તથા પીડાથી બચે

જો તુ પ્રભુનો મિત્ર અને તેનો ભાગીયો થવા ચાહે છે, તો પ્રેમથી તેનો પ્યાલો પી

દિલાસો પરમેશ્વરને સોપી દે ৮ જેમ તેને સારૂ લાગે તેમ કરે

પણ તુ દુ ખો સહેવા તૈયાર થા, અને તેમને મહા મોટા દિનામો ગણ 'કેમકે આ સમયના દુ ખો" જોકે તારે એકલાનેજ તે સધા સહન કરના પડે, તોપણ તે આવનાર મહિમાની સાથે સરખાવવા જોગ નથી'

૧૧ જ્યારે તુ એટલે સુધી આવી પહોચે કે ખ્રિસ્તની પ્રીતિને લીધે દુ ખ તને મીઠા અને સ્વાદિષ્ટ લાગે તો એમ જાણ કે તારી હાલત સારી છે, કેમકે તને પૃથ્વી પર પારાદીસ મળી છે

જ્યા સુધી મરન કરવુ તને ભારે લાગે છે અને તુ તેથી નાસી જવાનુ શોધે છે ત્યા સુધી તુ બેચેન રહેશે, અને જે દુ ખથી તુ નાસી જવા ચાહે છે તે મ્હી તારો કેડો મૂકશે નહિ

૧૨ જો જેવો જોઇએ તેવો થવા તુ તૈયાર રહે એટલે, સહેવા અને મરવા, તો જલદી તારી હાલત સારી થશે અને

માટે જો તુ ઇસુ પર પ્રેમ કરવા અને સતત્ તેની સેવા કરવા ચાહે છે, તો તારે સહન કરવાનુ છે.

૧૩. ઇસુના નામને લીધે તુ કઈ સહેવા યોગ્ય હોય તો કેવુ સારૂ! કેવો મોટો મહિમા તુજને, કેવો મોટો હરખ પરમેશ્વરના સઘળા સ તોને, અને કેવો મોટો નમુનો તારા પાડોશીને!

સઘળા ધીરજની સલાહ આપે છે, પણ હાય હાય, સહન કરવા ચાહનાર થોડા છે!

ઘણા જગતને સારૂ ભારે દુઃખ ઉઠાવે છે, તો ખ્રિસ્તને સારૂ તારે ખુશીથી થોડુ સહન કરવુ જોઇએ.

૧૪. નિશ્ચે જાણ, કે તારે જીવના જીવ મરી જવું જોઇએ. અને જેટલું વધારે મનુષ્ય પોતા વિષે મરી જાય છે, તેટલુ વધારે તે પરમેશ્વરમાં જીવવુ શરૂ કરે છે.

જો કોઇ ખ્રિસ્તને લીધે દુઃખ ઉઠાવવા ન ચાહે, તો તે સ્વર્ગીય વાનાં સમજવા યોગ્ય નથી.

ખ્રિસ્તને લીધે ખુશીથી દુઃખ ઉઠાવવા કરતાં બીજું કઇ પરમેશ્વરને પ્રસન્ન, અને આ દુનિયામાં તને હિતકર નથી.

અને જો પસદગી તારા હાથમાં હોય, તો દિલાસાના સુખ કરતા ખ્રિસ્તને સારૂ દુઃખ ઉઠાવવું વધારે પસંદ કર; કેમકે ત્યારે તુ ખ્રિસ્તને વધારે મળતો, અને સઘળા સંતોને વધારે સરખો થાય છે.

કેમકે આપણી યોગ્યતા, અને સ્થિતિની ઉન્નતિ ઘણું સુખ અને દિલાસો ભોગવવામાં નથી, પણ ભારે દુઃખ અને વિપત્તિઓ સહન કરવામાં છે.

૧૫. જો દુઃખ સહેવા કરતાં મનુષ્યના તારણને સારૂ કોઈ

બીજો વધારે સારો અને વધારે લાભદાયક ઉપાય હોત તો જરૂર તે ખ્રિસ્તે પોતાની વાત અને નમુનાથી બતાવ્યો હોત

કેમકે તે પોતાના શિષ્યોને અને સઘળા તેનું અનુકરણ કરવા ચાહનારાઓને ખુલ્લી રીતે એવું કહીને ક્રુસ ઉપાડવાનું કહે છે " જો કોઈ મારી પાછળ આવવા ચાહે છે, તો તેણે પોતાને નકારવો અને પોતાનો ક્રુસ ઉંચકીને મારી પાછળ આવવું "

માટે બધું વાંચ્યા અને તપાસ્યા પછી છેવટનો નિર્ણય એ હોવો જોઈએ કે 'ઘણા સંકટો મધ્યે થઈને આપણને દેવના રાજ્યમાં જવું પડે છે

# પુસ્તક ૩જુ.

## અંદરના દિલાસા વિષે

### અધ્યાય ૧.

### વિશ્વાસુ આત્મા નાથ ખ્રિસ્તનું અંદરનુ ભાષણ

૧ શિષ્ય.—'પ્રભુ પરમેશ્વર મારામાં બોલે તે સાંભળીશ"

જે આત્મા પોતામાં પરમેશ્વરને બોલતો સાંભળે છે, અને તેના મુખમાંથી દિલાસાની વાત પામે છે તેને ધન્ય છે

જે કાન ઇશ્વરી ગુચપુચના સાદ સાંભળે છે અને આ જગતની ગુચપુચોની દરકાર કરતા નથી તેમને ધન્ય છે

જે કાન બહારના શબ્દ નહિ પણ અંદરથી સત્યનુ શિક્ષણ લક્ષથી સાંભળે છે તેમને ખરેખર ધન્ય છે

જે બાહ્ય વસ્તુઓમાં બંધ અને અંદરની બાબતો પ્રતે ખુલ્લી છે તે આંખોને ધન્ય છે

જે અંદરની બાબતોમાં પ્રવેશ કરે છે, અને રોજના અભ્યાસથી સ્વર્ગીય ભેદ વધારે વધારે સમજવા તૈયાર થવા

પ્રભુ પરમેશ્વર, બધા ભવિષ્યવાદીઓના શિક્ષક અને પ્રકાશક, તુ મારી સાથે બોલ, કારણ કે તેમની મદદ સિવાય તુ એકલો મને પૂર્ણ શિક્ષણ આપી શકે છે પણ તારા વિના તેઓ કઇ લાભ કરી શકતા નથી

તેઓ શબ્દો ઉચ્ચારી શકે છે, પણ આત્મા આપતા નથી

તેઓ સુદર ભાષણ કરે છે પણ જો કદી તુ છાનો રહે, તો તેઓ હૃદયને ચેતવતા નથી

તેઓ અક્ષરો બોલે છે, પણ તુ અર્થ ખુલ્લો કરે છે

તેઓ ભેદ પ્રગટ કરે છે, પણ તુ ભેદનો ગુપ્ત અર્થ ખોલે છે

તેઓ તારી આજ્ઞાઓ પ્રગટ કરે છે, પણ તે પાળવાની શક્તિ તુ આપે છે

તેઓ માર્ગ બતાવે છે, પણ તે પર ચાલવાનુ જોર તુ આપે છે

તેઓ ફક્ત બાહ્ય કાર્ય કરે છે પણ તુ અતઃકરણને શીખવે છે અને પ્રકાશિત કરે છે

તેઓ બહારથી પાણી રેડે છે, પણ ફળદ્રુપતા તું આપે છે

મારી સાથે વાત કરે કે મારા આ માને થોડો વિસામો મળે અને મારા આ માનવ જીવનનો સુધારો થાય અને મારી સ્તુતિ, વખાણ અને અનંત સન્માન થાય

## અધ્યાય ૩.

### પરમેશ્વરની વાત નમ્રતાથી સાંભળવી જોઇએ, અને ઘણા તેની તુલના કરતા નથી

૧ પ્રભુ.—દીકરા, મારી વાત સાંભળ કેમકે તે અત્યંત મધુર અને આ જગતના સઘળા વિદ્વાનો અને બુદ્ધિમાનોના જ્ઞાન કરતાં ઉત્તમ છે

'મારી વાતો આત્મા અને જીવન છે' અને માનવી સમજ પ્રમાણે તેની તુલના કરવી નહિ જોઇએ

મારી વાતો વ્યર્થ આનંદ માટે નથી, પણ તે મૌનતાથી સાંભળવી, અને પૂર્ણ નમ્રતા અને મહા પ્રેમથી ગ્રહણ કરવી જોઇએ

શિષ્ય.—અને મેં કહ્યું "હે પ્રભુ, તે પુરુષને ધન્ય છે કે જેને તું શિક્ષણ આપે છે, અને તારા નિયમશાસ્ત્રમાંથી શીખવે છે, કે તું વિપત્તિના દિવસમાં તેને શાંતિ આપે," અને આ પૃથ્વી પર તે નિરાશ્રિત ન થાય

૨ ખ્રિસ્ત.—પ્રભુ કહે છે કે મેં આરંભથી ભવિષ્યવાદીઓને શીખવ્યું છે, અને હજી સુધી બધા સાથે વાત કરવી બંધ રાખતો નથી, પણ ઘણા જણ મારી વાતો પ્રત્યે બહેરા અને જડ઼ છે

ઘણા જણ પરમેશ્વરની વાત કરતાં જગતની વાતને વધારે

ખુશીથી કાન ધરે છે અને પરમેશ્વરની ઇચ્છા કરતા પોતાના દેહની ઇચ્છા પાળળ મહેનાયથી ચાને છે

જગત ક્ષણિક અને જૂજ મૂલ્યવાન વાનાનુ વચન આપે છે, અને તેની સેવા મહા આગ્રહથી કરાય છે, હું સૌથી ઉત્તમ અને સદાકાળિક વાનાનુ વચન આપુ છુ અને તોપણ મનુષ્યોના હૃદય મદ રહે છે

જગત અને તેના ધણીઓની સેવા જેટલી ચિતાથી થાય છે તેટલી ચિતાથી કાણ મર્મા મારી સેવા કરે છે અને આજ્ઞાઓ પાળે છે?

સમદ્ર કહે છે ' હે સિદોન નજ્જિત થા

અને જો તુ પુછે કે શા માટે તો તેનુ કારણ સાભળ

૩ જૂજ લાભને સારૂ મનુષ્યો મહાયાત્રા કરે છે અનત જીવનને સારૂ ઘણા એક ડગલુ પણ ભૂમિથી ઉચે કરતા નથી તુચ્છ ધનની શોધ કરાય છે, એક દમડીને સારૂ કેટલીક વાર શરમ ભરેલી તકરાર થાય છે વ્યર્થ વસ્તુ અને અલ્પ વચનને સારૂ રાત દિન મહેનત તેના મનુષ્યો થાકની બીક રાખતા નથી પણ હાય હાય! અફસોસની વાત છે કે અચળ લાભને સારૂ અમોલ ઇનામને સારૂ મહા માન અને અનત મહિમાને સારૂ થોડી મહેનત લેવા મનુષ્યો થાકી જાય છે

માટે આળસુ અને બબડાટ કરનાર તુ લજ્જિત થા કેમકે તારી સર્વાગ જીવન પ્રત્યેની તૈયરી કરતા તેઓની નાશ ના ળળની તયારી વધારે દેખાય છે

તુ સત્યમા હરખ કરે તે કરતા તેઓ વ્યર્થતામા વધારે આનદ મચાવે છે

ખચિત કેટલીએક વાર તેઓની આશા નિષ્ફળ જાય છે

પણ મારૂ વચન કોઇને છેતરતુ નથી અને મારા પર ભરોસા રાખે છે તેને ઠાલો મોકલતુ નથી

જે આપવાનુ મે વચન આપ્યુ છે તે હુ આપીશ, જે મે કહ્યુ છે તે પુ. કરીશ, પણ મનુષે અત સુધી મારા પ્રેમમા વિશ્વાસુ રહેવુ જોઇએ

હુ સઘળા ધર્માત્માઓનો ઇનામદાતા અને સઘળા ભક્ત જનોનો સખત પરીક્ષક છુ.

૪ મારી વાતો તારા હૃદયમા લખ, અને કાળજીથી તેઓનુ મનન કર, કેમકે તે પરીક્ષણના સમયમા મહા ઉપયોગી થશે

વાચતા જે સમજાતુ નથી, તે તુ મુલાકાતને દિવસે જાણશે

હુ મારા પસદ કરેલાઓની મુલાકાત બે પ્રકારે કરૂ છુ, એટલે પરીક્ષણ અને દિલાસાથી

અને હુ તેમને રોજ બે પાઠ આપુ છુ એક તેમના અવગુણોનો ઠપકો, બીજો, સદ્ગુણવૃદ્ધિબોધ

જે કોઈ મારી વાતો સાભળીને તેને ધિક્કારે છે, તેનો "ન્યાય કાળે ન્યાય કરનાર" એક છે

## ૫. ભક્તિની કૃપા માગવા માટે પ્રાર્થના

હે પ્રભુ મારા પરમેશ્વર, તુ મારૂ સઘળુ ભલુ છે,

અને "હુ કોણ છુ" કે તારી સાથે વાત કરવાની હિમત ધરૂ ?

હુ તારો અતિ ગરીબ સેવક અને એક અધમ કીડો છુ, મારા જાણવા અને કહી શકવા કરતા હુ વધારે ગરીબ અને અધમ છુ.

તોપણ હે પ્રભુ, સ્મરણ કર, કે હુ કઈ નથી, મારી પાસે કઈ નથી, અને હુ કઈ કરી શકતો નથી.

તુ એકનો એનો ન્યાયી, અને પવિત્ર છે, તુ સઘળુ કરી શકે છે, સઘળુ આપી શકે છે, તુ સઘળુ ભરપૂર કરે છે, ફકત પાપીઓને ખાલી રહેવા દે છે

'તારી દયાઓનુ સ્મરણ કર," અને તારી કૃપાથી મારૂ અતકરણ ભરપૂર કર કેમકે તુ ચાહતો નથી કે તારી સૃષ્ટિ ખાલી રહે

તારી દયા અને કૃપા મને બળવાન ન કરે, તો આ દુખી જીવનમા હુ કેમ કરીને વેઠી શકુ?

મારી સન્મુખથી તારૂ મુખ ન ફેરવ તારી મુલાકાતની વાર ન કર તારો દિલાસો પાછો ન લે ' રખે મારો આત્મા તારી સન્મુખ પાણી વગરની સુકી ભૂમી સરખો થાય '

હે પરમેશ્વર ' મને તારી ઇચ્છા પુરી કરવા શીખવ " તારી દૃષ્ટિમા મને યોગ્યતા અને નમ્રતાથી ચાલતા શીખવ કેમકે તું મારૂ જ્ઞાન છે તુ મને સત્યમા ઓળખે છે અને દુનિયા થયા આગમ અને મારા જન્મ્યા પહેલા તે મને ઓળખ્યો

## અધ્યાય ૪.

### પરમેશ્વરની દૃષ્ટિમાં આપણે સત્યતામા અને નમ્રતામા ચાલવુ જોઇએ

૧ પ્રભુ.—' દીકરા મારી સન્મુખ સત્યમા ચાલ અને સદા ભોળા મનથી મને શોધ "

જે મારી સન્મુખ સત્યમા ચાલે છે તે ભુડાઇના હલ્લાઓથી બચાવાશે, અને સત્ય તેનો ફોસલાવનારા તથા દુષ્ટોના આરોપથી છુટકો કરશે

જો સત્ય તને છૂટો કરશે, તો તુ ખરેખાત મોકળો થશે, અને મનુષ્યોના વ્યર્થ વાતોની દરકાર કરશે નહિ

શિષ્ય.—હે પ્રભુ, ખરૂ છે.

હુ વિનતી કરૂ છુ ે તુ કહે છે તેમ મને કર

તારૂ સત્ય મને શીખવે, તે મારૂ ન્રક્ષણ કરે, અને સુખી અ ત સુધી મને બચાવે

તે મન મધગી ષ્ટ વાસના અને અનિયમિત પ્રેમથી બચાવે, અને હુ તારી સાથે અ ત કરણના મહા મોકળાપણામા વર્તીશ

પ્રભુ.—હુ, જે સત્ય છુ, તે તને જે મારી નજરમાં યથાર્થ અને આન દકારી છે તે શીખવીશ.

તારા પાપોનુ મહા પશ્ચાત્તાપ અને દીલગીરીથી મનન કર; અને તારાં સુકૃતોને માટે કદી પોતાને કઈ પણ ગણીશ નહિ

તુ ખરેખાત પાપી છે, અને ઘણી વાસનાઓમાં લપટાએલો તથા ગુચવાએલો છે

તુ પોતાથી હમેશા શૂન્ય ગમ વળે છે, જલદી લપસી પડે છે, જલદી હારી જાય છે, જલદી ગભરાય છે, જલદી પીગળી જાય છે.

તુ મહિમા કરી શકે એવુ તારી પાસે કઈ નથી, પણ જેથી તારે નમ્ર થવુ જોઇએ એવી ઘણી બાબતો છે, કેમકે તુ ધારી શકે તે કરતાં તુ વધારે નબળો છે.

૩. માટે જે તુ કરે છે, તેમા તને કઇ પણ વત ન ખાય.

સર્વકાળિક સિવાય કશુ પણ તને મોટુ, કશું પણ મુલ્યવાન

કે અજાયબ, કશું પણ લેખવવા જોગ, કશું પણ ઉચ્ચ, કશું પણ ખરેખાત વખાણવા અને ઇચ્છવા જોગ ન દેખાય.

સૌ કરતાં સર્વકાળિક સત્ય તને પસંદ, અને હમેશાં તારી અપાર નીચતા અપ્રસન્ન હોય.

તારા દુર્ગુણો અને પાપો, જે તને બીજી હર કોઈ હાનિ કરતાં વધારે અપ્રસન્ન હોવાં જોઇએ, તેના કરતાં બીજા કશાની તને વધારે બીક અને ઠપકો ન લાગે અને વેગળો ન નાસ.

કેટલાએક જન મારી સન્મુખ ખરા મનથી ચાલતા નથી; પણ જિજ્ઞાસા અને અભિમાનથી ચલાવાઇને પોતાને તથા પોતાની મુક્તિને વિસરી જઇને, મારા અમુક ગુપ્ત ભેદો અને પરમેશ્વરની ઉચ્ચ બાબતો સમજવા ઇચ્છે છે.

જ્યારે હું તેમના અભિમાન અને જિજ્ઞાસાને લીધે તેમની સામે ઊઠું છું, ત્યારે એવા જન વારંવાર મોટાં પરીક્ષણ અને પાપોમાં લપસી પડે છે.

૪. પરમેશ્વરના ન્યાયથી બીહી, સર્વશક્તિમાનના ક્રોધથી ધ્રૂજ, પરાત્પરનાં કામો તપાસવા ન ઇચ્છ, પણ કાળજીથી તારી અયોગ્યતા શોધ, કે કેવા મોટા અપરાધ તે કર્યા છે, અને કેટલાં સુકૃત તેં છોડી દીધાં છે

કેટલાએક પોતાની ભક્તિ ફક્ત પુસ્તકોમાં, કેટલાએક પ્રતિમામાં, અને કેટલાએક બાહ્ય ચિહ્નો અને આકૃતિઓમાં ધરાવે છે.

કેટલાએક મને તેમનાં મુખમાં રાખે છે, હૃદયમા જરાક.

બીજા કેટલાએક છે, જેઓની બુદ્ધિ પ્રકાશિત અને પ્રીતિ શુદ્ધ છે, હમેશાં સર્વકાળિક વાનાંની આતુર ઇચ્છા રાખે છે; ઐહિક વાનાંને કાન ધરવા નાખૂશ છે, અને સ્વાભાવિક હાજતોને વશ થવા દુઃખી થાય છે; અને એવા જન સત્યનો આત્મા

જે તેમનામા મેલે છે તે સમજે છે, કેમકે તે તેમને ઐહિક વાના ધિક્કારવા, અને સ્વર્ગીય વાના ચાહવા, જગતને તજી દેવા, અને આખી રાત ને દિવસ સ્વર્ગ પાછળ લાગવાનુ શીખવે છે

## અધ્યાય ૫.

### ઇશ્વરી પ્રીતિની અજાયબ અસર.

૧ **શિષ્ય.**—ઓ સ્વર્ગીય બાપ મારા પ્રભુ ઈસુખ્રિસ્તના પિતા, હુ તને ધન્યવાદ આપુ છુ, કેમકે તે મુજ સરખા ગરીબનુ સ્મરણ કરવાની મહેરબાની કરી છે

"ઓ દયાના બાપ, અને સઘળા દિલાસાના દેવ," હુ તારો આભાર માનુ છુ, કેમકે હુ, જે હરેક દિલાસાને નાલાયક છુ, તેને તુ કોઈ કોઈ વાર તારા દિલાસાથી તાજો કરે છે

હુ તારા એકાકીજનિત પુત્ર અને શાતિદાતા પવિત્ર આત્મા સાથે સદા તારી સ્તુતિ અને મહિમા કરૂ છુ.

ઓ પ્રભુ પરમેશ્વર, મારા પવિત્ર પ્રિતમ જ્યારે તુ મારા હૃદયમા આવે, ત્યારે મારૂ આખુ અતર હર્ષથી ભરપૂર થશે

તુ મારો મહિમા અને મારા હૃદયનો આનદ છે.

' આપત્તિના દિવસમા તુ મારી આશા અને આશ્રય છે "

૨. પણ હુ હજી પ્રીતિમા કાચો અને સદ્ગુણમા અધૂરો છુ, તેથી મારે તારા બળ અને દિલાસાની જરૂર છે

માટે વારવાર મારી મુલાકાત કર, અને મને તારા પવિત્ર નિયમમા કેળવ. ભુડી વાસનાઓથી મને મોકળો કર, અને મારા હૃદયને સઘળા અનિયમિત પ્યારથી સાજુ કર, એ માટે

કે અ દર માન્જો અને બરાબર માફ થ ને હુ પ્રેમ કરવા લાયક, દ ખ ઉઠાવવા મજબુત, અને ખ ત ાખના દઢ થાઉં

૩ પ્રેમ મોટી વસ્તુ છે ખરેખાત તે મોટુ દાન છે, તેજ કેવળ સઘળો ભારે બોજો હલકો કરે છે અને હરેક નાની મોટી મુશ્કેલી એકસરખી ઉઠાવે છે

કેમકે બોજાનો તેને ભાર લાગતો નથી, અને બધા કડવાને તે મીઠા અને સ્વાદિષ્ટ બનાવે છે

ખ્રિસ્તની ઉમદા પ્રીતિ આપણને મહાન કૃત્યો કરવા ઉત્તેજિત કરે છે, અને હમેશા વધારે મારા થાના ઇચ્છાની તૃષ્ણા આપે છે

પ્રીતિ ઉપર ઊડવા ચાહે છે, અને નીચેની વસ્તુઓમા રોકાતી નથી

પ્રીતિ સ્વત ત્ર અને સઘળી દુન્યવી તૃષ્ણાથી મુક્ત થવા ઇચ્છે છે, એ માટે કે તેની અ દરની દૃષ્ટિ ન રોકાય કોઇ સાસારિક હિતમા ન ફસાય અથવા દુ ખના બોજાથી દબાઇ ન જાય.

સ્વર્ગમા અથવા પૃથ્વી પર પ્રીતિ કરતા બીજુ કશુ વધારે મીઠુ, વધારે સમર્થ, વધારે ઉચ્ચ વધારે મહોળુ વધારે આન દ કારી વધારે પૂર્ણ અથવા વધારે સારૂ નથી, કેમકે પ્રીતિ પરમેશ્વરમાથી નીકળી, અને પરમેશ્વર સિવાય કોઇ પણ અરજાએલી વસ્તુમા વિસામો પામી શકતી નથી

૪ પ્રેમી ઊડે છે, દોડે છે અને આન દ કરે છે તે સ્વત ત્ર છે અને રોકાતો નથી

તે સઘળાને સારૂ સઘળુ આપે છે અને તેને સઘળામા સઘળુ છે, કેમકે તે સઘળા ઉપરાત એક ઉત્તમ જેનામાથી સઘળુ બનું નીકળે છે અને વહે છે તેનામા વિસામો પામે છે

તે દાન તરફ જોતો નથી, પણ સઘળા દાતા ગમ ફરે છે

પ્રીતિ વારવાર પરિમાણ જાણતી નથી, ૧ ૨પીને ઉકળે છે

પ્રીતિને ભાર લાગતો નથી, પરિશ્રમની દ ગજા ઉપરાત કરવા ચાહે છે, અશક્યપણાન કેમકે તે સઘળુ શકય અને ઉચીત ધારે છે

તે સઘળુ કરી શકે છે, અન પ્રીતિ નહિ નથી અને પડતુ મૂકે છે એવુ ઘણુ ઘણુ તે બતાવે છે

૫ પ્રીતિ જાગતી રહ છે, અને નિદ્ર થાકેલી નાઉમેદ થતી નથી, દબાયેલી દબાતી એલી ગભરાતી નથી, પણ બળતા ભડકા અ લની પેઠે ઉપર ચઢે છે, અને સહીસલામત જાય છે

જે જે પ્રીતિ કરે છે તેને આ વાણીની ૯ આત્માનો ઉકળતો પ્રેમ પરમેશ્વરના કાનમ પાડે છે કે હે મારા પરમેશ્વર, મારી પ્રીતિ અને હુ આખો તારો છુ."

પા ગ ઉંચે ચાનના ે, મારા આત્માને પ્રાતિમા મગ્ન થ ને તારા ગુણ ગાનામા તેને પોતાને વિસરી જના દે

તારા દેદિપ્યમાન પ્રીતિના નિયમ પ્રમાણે મારા કરતા મને તારા પર વધારે, અને મુ ર પર તા લીધે અને જેઓ ત રા પર ખગખાત પ્રેમ કરે છે તેઓ મ ના પર તુલ્યમા પ્રેમ કરવા

૫ પ્રીતિ વેગવાન, ખરી, ભક્તિમાન આનંદી, સુખકર મગવાન, ધીરજવાન વિશ્વાસુ, ડાહી, સહનશીલ, હિંમત વાન છે, અને કદી સ્વાર્થ ગોધતી ન ી

કેમકે ્યારે માણસ સ્વાર્થ ગોધે છે, ત્યારે તે પ્રેમપ ી

તે દાન તરફ જોતો નથી, પણ સઘળા મારા વાના કરતા દાતા ગમ ફરે છે

પ્રીતિ વારવાર પરિમાણ જાણતી નથી, પણ સર્વ પરિમાણ ટપીને ઉકળે છે

પ્રીતિને ભાર લાગતો નથી, પરિશ્રમની દરકાર કરતી નથી ગજા ઉપરાત કરવા ચાહે છે, અશક્યપણાનો દાદ ખાતી નથી કેમકે તે સઘળુ શક્ય અને ઉચીત ધારે છે

તે સઘળુ કરી શકે છે, અન પ્રીતિ નહિ કરનાર જે કરતો નથી અને પડતુ મૂકે છે એવુ ઘણુ ઘણ તે પુરૂ કરે છે અને બતાવે છે

૫ પ્રીતિ જાગતી રહે છે, અને નિદ્રાવશ થતી નથી થાકેલી નાઉમેદ થતી નથી, દબાવેલી દબાતી નથી, ગભરાવા ગેલી ગભરાતી નથી, પણ બળતા ભડકા અને સળગતી મશાલની પેરે ઉપર ચદે છે, અને સહીસલામત સઘળાની પાર જાય છે

જે જે પ્રીતિ કરે છે તેને આ વાણીની હાક માલમ છે

આત્માનો ઉકળતો પ્રેમ પરમેશ્વરના કાનમા એવી મોટી બૂમ પાડે છે કે હે મારા પરમેશ્વર, મારી પ્રીતિ, તુ આખો મારો અને હૂ આખો તારો છુ ''

પાછળ ઉંચે ચાલવા દે, મારા આત્માને પ્રીતિમાં મગ્ન થઈને તારા ગુણ ગાવામાં તેને પોતાને વિસરી જવા દે.

તારા દેદિપ્યમાન પ્રીતિના નિયમ પ્રમાણે મારા કરતાં મને તારા પર વધારે, અને મુજ પર તારે લીધે, અને જેઓ તારા પર ખરેખાત પ્રેમ કરે છે, તેઓ બધા પર તુજમાં પ્રેમ કરવા દે.

૭. પ્રીતિ વેગવાન, ખરી, ભકિતમાન, આનંદકારી, સુખકર, બળવાન, ધીરજવાન, વિશ્વાસુ, ડાહી, સહનશીલ, હિંમતવાન છે, અને કદી સ્વાર્થ શોધતી નથી.

કેમકે જ્યારે માણસ સ્વાર્થ શોધે છે, ત્યારે તે પ્રેમપન્થી

## અધ્યાય ૬.

### ખરા પ્રેમીની સાબીતી

૧ પ્રભુ.—દીકરા તુ હજી હિમતવાન અને ડાહ્યા પ્રેમી નથી.

શિષ્ય.—હે પ્રભુ, કેમ?

પ્રભુ.— કેમકે જે તે આરભ્યુ છે તે અલ્પ આફત આવવાથી તજી દે છે, અને અતિ આતુરતાથી દિલાસો શોધે છે

હિમતવાન પ્રેમી પરીક્ષણમા ઊભો રહે છે, અને દુશ્મનની કપટી વાતોને લક્ષ દેતો નથી

જેમ હુ તેને આબાદીમા ભાવુ છુ તેમ પડતીમાં અળખામણો લાગતો નથી

૨ ડાહ્યો પ્રેમી પ્રિતમના દાન કરતા દાતાની પ્રીતિ લક્ષમા લે છે

તે દાનના મૂલ્ય કરતા દાતાની પ્રીતિ વધારે નજરમાં લે છે. અને પોતાના પ્રિતમને તેના સઘળા દાનો કરતા મોટો માને છે

ઉદાર પ્રેમી દાન પર દિલ લગાડતો નથી, પણ સઘળા દાનો કરતા મને ચાહે છે

જો કોઇ વખત મારા અથવા મારા સતો પ્રત્યે તુ ચાહે છે તે કરતા તને ઓછી ભકિત લાગે, તો એમ ન સમજ કે સઘળુ નષ્ટ થયુ.

પેલો ઉત્તમ અને મીઠો પ્યાર જેથી કોઇ વાર તારૂ દિલ ભરાઈ જાય છે તે હાલની કૃપાની અસર, અને તારા સ્વર્ગીય સ્વદેશનો પૂર્વસ્વાદ છે.

તે પર તારે વત્તો આધાર રાખવો નહિ જોઇએ, કેમકે તે આવે છે અને જાય છે

પણ મનની જે ભુ ડી વાસનાઓ ઊઠ્યા કરે છે તેમની સામે લડવુ, અને શેતાનની સુચનાઓ ધિક્કારવી, તે સદ્ગુણ અને મહા પુણ્યની નિશાની છે

૩ માટે ગમે તે જાતની વિચિત્ર ભ નનાઓ તારા મનમા ઉભી થાય, તે પ્રત્યે ગભરાતો મા

તારો નિશ્ચય દૃઢ રાખ અને તારો હેતુ પરમેશ્વર પ્રત્યે સીધો રાખ

તુ કોઇ વાર સ્વર્ગીય પરમાનદમા ઉંચકી લેવાઈ તત્કાળ પાછો હૃદયની ટેવ પડેલી મૂર્ખાઇઓમા પડે, તે ભાવના નથી

કારણ કે એ બધુ તુ કરતો નથી પણ નાખુશીથી સહન કરે છે અને જ્યા સુધી તે તને અપ્રસન્ન છે અને તુ તેમની સામે થાય છે, ત્યા સુધી હાનિ નથી પણ લાભ છે

૪ યાદ રાખ કે જુનો શત્રુ સર્વ પ્રકારે તારી ભલા પ્રત્યેની

કેટલાએક અસાવધાન જનોએ ભક્તિની કૃપાને લીધે પોતાનો નાશ કર્યો કેમકે તેઓએ પોતાની ક્ષુદ્રતા બરાબર ધ્યાનમાં લીધી નહિ પણ બુદ્ધિની સલાહ લેવા કરતાં હૃદયની ઇચ્છા પાછળ ચાલ્યા અને ગજા ઉપરાંત કરવા ઇચ્છાતુર હતા

અને વળી પરમેશ્વરને પસંદ હોય તે કરતાં મોટી બાબતો તેમણે અભિમાનથી માથે લીધી તેથી તેઓ જલદી કૃપા ગુમાવી બેઠા

જેઓએ સ્વર્ગમાં પોતાનાં માળા બાંધ્યો હતો તેઓ દરિદ્રી થયા અને દુર્દશામાં આવ્યા એ માટે તેઓ ગરીબ અને રાંક થઈને શિખામણ પામે અને પોતાની પાંખોથી ન ઊડે પણ મારી પાંખોનો આધાર લે

જેઓ હજી પરમેશ્વરના માર્ગમાં શીખાઉ તથા બીનઅનુભવી છે, તેઓ જો બુદ્ધિ જનોની સલાહ ન લે તો સહેલાઈથી છેતરાય અને હાર ખાય શકે છે

૩ અને જો અનુભવીઓનું માનવાને બદલે તેઓ પોતાની મતિ અનુસાર ચાલે તો બૂરા પરિણામનું જોખમ થશે જો તેઓ પોતાની કલ્પનાનો ત્યાગ ન કરે

પોતાની નજરમાં ડાહ્યા લોક ભાગ્યે નમ્રતાથી અન્યોની આજ્ઞાધારી રહેવું ખમવા ચાહે છે

વ્યર્થ સ્વાભિમાનરૂપી વિચાર ભંડાર કરતાં નમ્રતા તથા અલ્પ બુદ્ધિથી થોડું જાણવું એ વધારે સારૂં છે

જે વસ્તુના પુષ્કળપણાથી તું અહંકારી થાય તે તારી પાસે થોડી હોય એ સારૂં છે

જે સંપૂર્ણ આનંદમાં આવી પોતાની આગલી દરિદ્રતા અને પરમેશ્વરનો શુદ્ધ ભય જેથી મળેલી કૃપા ગુમાવવા બીવું એ ભૂલી જાય છે, તે પૂરતા ડહાપણથી ચાલતો નથી

જે દુ ખ અથવા વિપત્તિના સમયમા અધિક નિરાશ થઇ જાય છે, અને જેઇએ તે કરતા ઓ ઝ વિશ્વાસથી મારો વિચાર કરે છે અને મારા પર થોડો ભરોસો રાખે છે, તે પણ પુરતો ડાહ્યો નથી

૪ જે શાતિના સમયમા વધારે નિર્ભય રહેવા ચાહે છે, તે યુદ્ધને વખતે વારવાર વધારે ઉદાસ અને બયબીત માલમ પડે છે

જો તુ હમેશા પોતાની નજરમા નમ્ર અને નાનો રહેતા, અને તારા આત્માને વાજબી નિયમ અને કબજામા રાખતા જાણત, તો આટલો જલદી તુ જોખમ અને અપરાધોમા ન પડત

આ એક ઉત્તમ સલાહ છે, કે આત્મામા ઉત્સાહ પામ્યા પછી તુ એવુ મનન કરે કે આ પ્રકાશ જતો રહે તો તારી શી ગતિ થશે

અને જ્યારે આમ બને ત્યારે યાદ કર કે તે પ્રકાશ, જે મે તારી સાવચેતી તથા મારા મહિમાને માટે અલ્પ મુદ્દત સુધી લઇ લીધો છે, તે પાછો આવશે.

૫ સદા તારી ઇચ્છા પ્રમાણે આમાની હોય તેના કરતા આવી કસોટી તને વારવાર વધારે ફાયદાકારક છે

કારણ કે મનુષ્યની યોગ્યતાનો આધાર તેને ઘણા દર્શન, કે દિલાસો અથવા તેની શાસ્ત્રવિદ્વતા, અથવા તેની ઉચ્ચ પદવી ઉપર નથી

પણ તે ખરી નમ્રતામા સ્થાપિત અને ઇશ્વરી પ્રીતિથી ભરપૂર હોય, સદા પરમેશ્વરનો મહિમા ચોખ્ખા મન અને સત્ય ભાવથી શોધે, તે પોતાને કઇ ન ગણે અને ખરા મનથી પોતાને ધિક્કારે, અને અન્યોથી માન પામવા કરતા ધિક્કાર પામવા તથા દબાવા ખૂશ રહે, તે પર છે

મહા ભારત જોખમોમાંથી બચાવે છે, અને ખરૂં કહું, તો અગણિત ભુંડાથી મને છોડાવે છે.

કારણ કે મારા બુરા સ્વભાવને લીધે મે પોતાને નષ્ટ કર્યો; અને ફક્ત તને એકલાને શોધવા અને તારા પર શુદ્ધ પ્રેમ કરવાથી હુ મને તથા તને બંનેને પામ્યો; અને એ પ્રીતિથી મે પોતાને અધિક નીચ બનાવી દીધો છે.

કેમકે એ સૌથી મિષ્ટ પ્રભુ, મારી સઘળી યોગ્યતા તથા જેની હુ આશા રાખું કે માગુ, તે બધા કરતાં તું ઉદારપણે મારી સાથે ચાલે છે.

૩. હે મારા પરમેશ્વર, તારી જે થાઓ; કેમકે જો કે હુ સઘળા ભલાને નલાયક છુ, તોપણ તારી ઉદારતા અને અનંત ઉત્તમતા, અનુપકારી તથા તારાથી વિખુટા પડેલાઓ પર પણ ઉપકાર કરવાનું કદી બંધ રાખતી નથી.

"તું અમને તારા ભણી ફેરવ, કે અમે ઉપકારી, નમ્ર અને ભક્ત થઇએ; કેમકે તુ અમારૂ તારણ, અમારી હિંમત, અને અમારૂ સામર્થ્ય છે.

## અધ્યાય. ૯.

### સઘળું આપણી આખર સમાપ્તિ પરમેશ્વરને સમર્પણ કરવું જોઇએ.

૧. પ્રભુ.—દીકરા, જો તું ખરેખાત સુખી થવા ચાહે છે, તો તારી પરમ મહાન તથા આખર સમાપ્તિ મને માન

આ હેતુથી તારી ભાવનાઓ, જે વારવાર અનિયમિત રીતે તુજ પોતા પર તથા સરજાએલી વસ્તુઓ ગમ ઝૂકે છે, તે શુદ્ધ થશે.

કેમકે જો કોઈ પણ વસ્તુમાં તું સ્વાર્થ શોધે, તો તું તત્કાળ નિર્બળ અને શુષ્ક થઈ જાય છે.

તેથી સઘળી વસ્તુઓ વિશેષ કરીને મને અર્પણ કરી દે, કેમકે સઘળું મેં તને આપેલું છે

દરેક વસ્તુ પરમોત્તમમાંથી નીકળે છે એવું માન અને તેથી તે સઘળી મુજ તરફ, જે તેમનો મૂળ ઝરો છું, તે ગમ વાળવી જોઈએ

૨ જીવતા ઝરાની પેઠે મુજમાંથી, નાનો અને મોટો, ગરીબ અને ધનવાન, જીવનવારિ લે છે, અને જેઓ ખુલ્લા મનથી અને ખુશીથી મારી સેવા કરે છે, તેઓ કૃપા પર કૃપા પામશે.

પણ જે મારા સિવાય કોઇ બીજી વસ્તુમાં ગુમાન કરે અથવા આનંદ માને, જાણે કે તે ચીજ ખાસ તેની પોતાની હોય, તો તે ખરા આનંદમાં સ્થાપિત રહેશે નહિ, તેમ તેનું હૃદય સાચો સંતોષ ભોગવશે નહિ પણ ઘણા ઘણા પ્રકારની ગુંચવણ તથા સંકટમાં આવશે.

માટે તારે પોતાને કંઇ પણ ભલું આરોપવું, અને કોઇ પણ મનુષ્યને કોઈ સદ્ગુણનું કારણ ઠરાવવો નહિ જોઇએ, પણ સઘળું પરમેશ્વર, જેના વિના માણસ પાસે કંઇજ નથી તેને આરોપવું

સઘળું મેં આપ્યું છે, અને ચાહું છું કે તું સઘળું મને આપે, અને મહા સખત રીતે તારી પાસે ઉપકારરૂપી જવાબ માગું છું

૩. આ એવું સત્ય છે જેથી સઘળો વ્યર્થ મહિમા દૂર ..... છે.

અને જો સ્વર્ગીય કૃપા અને ખરી પ્રીતિ અંદર આવે, તો કોઇ ઇર્ષા અથવા હૃદયમાં કોચ રહેશે તેમજ સ્વપ્યારને સ્થાન મળશે નહિ

કારણ કે ઇશ્વરી પ્રીતિ મગરુ જીતી લે છે અને આત્માની સઘળી શક્તિઓની વૃદ્ધિ કરે છે

જો તુ ખરેખાત ડાહ્યો હો તો તુ કેવળ મારામાજ હર્ષ કરશે, ત્યા મારા ઉપરજ આશા રાખશે, કેમકે " પરમેશ્વર વિના બીજો કોઇ ઉત્તમ નથી," તે મગરા કરતા માનજોગ અને સર્વમા સ્તુતિપાત્ર છે

## અધ્યાય ૧૦.

### જગતને ધિક્કારીને પરમેશ્વરની સેવા કરવી તે મીઠુ છે

૧ શિષ્ય.—હે પ્રભુ, હવે હુ ફરી બોલીશ, અને ચૂપ રહીશ નહિ મારો પરમેશ્વર, મારો સ્વામી અને મારો રાજા, જે ઉંચે છે તેના કાનોમા હુ બોલીશ

'હે પ્રભુ, તારી મધુરતા જે તે તારાથી બીનારાઓને માટે ગુપ્ત રાખી મૂકી છે, તેનુ પુષ્કળપણ કેટલું મોટુ છે!

તો તારા પ્રેમીઓને તુ શુ? અને જેઓ આખા મનથી તારી સેવા કરે છે તેમને માટે તુ કેવો હશે?

તારા ચિંતનની મધુરતા જે તુ તારા પ્રેમીઓને આપે છે તે ખરેખાત અકથનીય છે

તે તારા પ્રેમની મધુરતા વિશેષ કરીને એમા બતાવી છે કે જ્યારે હુ ન હતો ત્યારે તે મને બનાવ્યો અને જ્યારે હુ તુજથી વેગળો રખડતો હતો ત્યારે તુ મને પાછો લાવ્યો - ,

તારી સેવા કરૂ, અને તે મને તારા પર પ્રેમ કરવાની આજ્ઞા આપી છે.

૨ એ અનંત પ્રેમના ઝરા!

હું તારા સંબંધી શું કહું?

કેમ કરીને હું તને ભૂલી જાઉં? કેમકે જ્યારે હું સડી ગયો અને નષ્ટ થયો, ત્યારે તેં કરૂણા કરીને મારૂં સ્મરણ કર્યું.

સઘળી આશા ઉપરાંત તેં તારા સેવકને દયા બતાવી છે, અને મારી સઘળી યોગ્યતા ઉપરાંત તેં તારી કૃપા અને મિત્રાચારી બક્ષી છે

"આ ઉપકારને માટે હું તને શો બદલો આપું?"

કેમકે સઘળું છોડી દઈને જગત ત્યાગી બની સંન્યાસ ધારણ કરવો, એ કૃપા બધાને અપાતી નથી.

જેની સેવા કરવા સકળ સૃષ્ટિ બંધાએલી છે, તેની સેવા હું કરું એ મોટી વાત છે?

તારી સેવા કરવી એ મને મોટી વાત લાગવી નહિ જોઇએ. પણ તું મારા જેવા ગરીબ અને નલાયક જનને તારા સેવક તરીકે માન્ય કરવા, અને તારા વહાલા સેવકોમાં મેળવી લેવા મહેરબાની કરે છે, એ વિશેષ મોટી વાત અને અચરજ દેખાય છે.

૩. જો, જે મારી પાસે છે, અને જે વડે હું તારી સેવા કરૂં છું, તે બધું તારૂં છે.

છતાં હું તારી સેવા કયાં કરૂં છું? ઉલટું તું મારી સેવા કરે છે.

જુઓ! આકાશ અને પૃથ્વી, જે તેં મનુષ્યની સેવાને માટે સરજ્યાં છે, તેઓ તારી સન્મુખ તૈયાર ઉભાં છે, અને નિત્ય જે જે તે તેમને ફરમાવ્યું છે તે કરે છે.

અને હજી આ તો થોડ છે, કેમકે તે મનુષ્યની સવાને સારૂ દૂતો ઠરાવ્યા છે

પણ આ સઘળાથી ચઢિયાતુ તો એ છે, કે તે જાતે મનુષ્યની સેવા કરવાની મહેરબાની કરી છે, અને તુજ પોતાને આપવાનુ વચન દીધુ છે

૪. આ હજારો હજાર ઉપકારોને માટે તને શો બદલો આપુ ?

મારી જિદગીના સવ દહાડાઓમા તારી સેવા કરી શકુ તો કેવુ સારૂ !

કેવળ એક દિવસ યોગ્ય રીતે તારી સેવા કરી શકત, તો કેવુ સારૂ !

ખરેખાત, તુ સઘળી સેવા સર્વ માન અને સર્વકાળ સ્તુતિ પામવા યોગ્ય છે

ખરેખાત તુ મારો પ્રભુ છે અને હુ તારો ગરીબ સેવક છુ હુ મારી સવ શક્તિથી તારી સેવા કરવા બધાએલો છુ અને કદી પણ તારો મહિમા કરતા થાકવુ નહિ જોઇએ

એવી મારી ઇચ્છા છે, એવી મારી અભિલાષા છે અને જે જે મારામા ખુટતુ હોય, તે તુ મહેરબાનીથી પુરૂ કર

૫ તારી સેવા કરવી, અને તારે લીધે સઘળુ ધિક્કારવુ એ મહા માન અને મોટો મહિમા છે

કેમકે જેઓ તારી પરમ પવિત્ર સેવા ખુશીથી ઉઠાવે છે, તેઓ મોટી કૃપા પામશે

જેઓએ તારા પ્રેમને લીધે સઘળો દૈહિક સુખવિલાસ ત્યાગ કર્યો છે તેઓ પવિત્ર આત્મનો સૌથી મિષ્ટ દિલાસો ચાખશે

જેઓ તારા નામને લીધે સાકડા માર્ગ પર ચાલે છે, અને

નવગી દુન્યવી ચિંતાઓ તજી દે છે તેઓને મહા માનસિક સ્વતંત્રતા પ્રાપ્ત થશે

૬ અહા! પરમેશ્વરની સેવા કેવી મનભાવતી અને હર્ષ નગની છે જેથી મનુષ્ય ખરેખર મુક્ત અને પવિત્ર થાય છે

એ ધાર્મિક સદગીની પવિત્ર સ્થિતિ જ મનુષ્યોને દૂતો સરખા પરમેશ્વરને પ્રસન્ન શતાનને ભયરૂપ અને સઘળા ભક્ત જનોમા પ્રશંસાપાત્ર બનાવે છે

આ અંગીકારપાત્ર તથા નિરંતર ઇચ્છા લાયક સેવા તાગથી સર્વોત્તમ લાભ તથા સનાતન સુખ પ્રાપ્ત થાય છે

## અધ્યાય ૧૧.

### આપણા હૃદયની ઇચ્છાઓને તપાસવી તથા સંયમમા રાખવી જોઈએ

૧ પ્રભુ.—દીકરા, ઘણી બાબતો જે હજી તું બરાબર શીખ્યો નથી તે તારે શીખવી જોઈએ

શિષ્ય.—પ્રભુ એ બાબતો કઈ છે?

પ્રભુ.—કે તું તારી ઇચ્છા સઘળી બાબતોમા મારી ઇચ્છાને વશ કરે અને તુજ પોતા પર પ્યાર ન કરે પણ ખરા મનથી એવુ ચાહ કે મારી ઇચ્છા પુરી થાય

અભિલાષાઓ વારંવાર તારા મનમા ઉછાળા મારે છે અને જોરથી તને આગળ ચલાવે છે પણ તુ મારા માનને અર્થ ગાડી રહ્યો છે કે તારા સ્વહિતને સારુ એ ઉપર લક્ષ દે

જો તારો હેતુ હું છુ તો જે જે હુ ફરમાવીશ તેમા તુ સારી રીતે સંતુષ્ટ રહેશે પણ જો તુજમા કોઈ સ્વાર્થ છુપાઇ રહ્યો હોય તો જો એજ તને રોકે છે અને દબાવે છે

૨. માટે મારી સલાહ લીધા પહેલાં તેં ધારણા બાંધેલી કોઇ પણ ઇચ્છા પર વધુ ભરોસો નહિ રાખવા સાવધાન રહે; રખે કદાપિ પાછળથી તું દીલગીર થાય, અથવા જે પહેલાં તને પ્રસન્ન હતુ અને ઉત્તમ ગણીને ચાહ્યુ, તે તને અળખામણું લાગે. કેમકે દરેક ભાવના જે સારી દેખાય છે, તેનુ તત્કાળ અનુકરણ કરવું નહિ; તેમજ દરેક વિરુદ્ધ વલણનો તરત ત્યાગ કરવો નહિ જોઇએ.

સારા હેતુ અને ઇચ્છાઓમા પણ કોઇ વાર નિગ્રહનો ઉપયોગ કરવો ફાયદાકારક છે. રખે વધુ ઉત્સાહને લીધે તું મનોવ્યગ્રતા પામે; રખે નિયમ તોડવાને લીધે તુ અન્યોને ઠોકર ખવડાવે; અથવા અન્યોના વિરોધને લીધે તુ ઓચિંતો ગભરાય અને પતિત થાય.

૩. ખરેખાત, કેટલીક વાર આપણે બળાત્કાર વાપરવો અને બહાદુરીથી દેહની ઇચ્છા સામે થવુ જોઇએ. અને દેહને ભાવે કે ન ભાવે તેની પરવા ન કરવી, પણ તેની મરજી હોય કે ન હોય, તેને આત્માને વશ કરવા પ્રયત્ન કરવો.

અને તે સર્વ કાંઇને સારૂ તૈયાર હોય, અને થોડામાં સંતોષી થવા અને સાધારણ વાનામા ખુશી રહેવા શીખે, અને કોઈ પણ પ્રતિકૂળતાને લીધે બબડે નહિ, એટલે સુધી તેને દબાવવો તથા વશ કરવો જોઇએ.

## અધ્યાય ૧૨.

ધીરજ નપાદન કરવી તથા કામવાનના નામે લડવુ

૧ શિ ય.—હે નનુ પરમેશ્વર મન માનમ પડે છે ધીરજ મન ઘણી આ ત્યની છે કેમ> આ જીવનમા મારી ઇચ્છાથી વિરુદ્ધ ઘણા નાના બને છે

મકે શાતિમા રહેવા મ તે જાતની વ્યવસ્થા કરૂ તો પણ મારૂ જીવન યુદ્ધ અને દીનગીરી વગર નથી

૨ પ્રભુ —હે દીકરા એમ છે મકે તો પરીક્ષણો તથ આફ્તો વગરની શાતિ ગોવવા દેવા ચાહતો નથી પણ જ્યારે તુ જુદી જુદી જાતની આફતો અને દ ખોમા ફસાય, ત્યારે પણ ખરેખાત એવુ સમજ કે તને શાત મળી છે

જો તુ એવુ કહે કે એ ગ નુ બધુ સહન કરી શકતો નથી, તો મ કરીને શુદ્ધ કરનાર અગ્નિ સહન કરી શકશે?

વિપત્તિઓમાથી સદા નાની પસદ કરી જોઇએ

માટે જો તુ પરલોકમાની અનત સજાથી ઉગરી જવા ચાહે તો આ દનિયાની ક્ષણિક સજા પરમેશ્વરને લીધે ધીરજથી સહન કરવા પ્રયત્ન કર

આ સમારના લાક બીનકુલ સહન કરતા નથી અથવા થોડુ સહન કરે છે એમ તુ ધારે છે?

જો કે આ દનિયાના મહા સુખવિનાશીઓને તુ પૂછે તો તેઓ સુખની નહિ પણ દ ખની વાત તને કહેવા માડશે

૩ પણ તુ કદાપિ કહેશે કે તેઓને અનેક સુખ છે અને તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે છે તેથી તેઓ પોતાનુ દ ખ ઓછુ ગણે છે

૪. દીકરા નહિ, એમ હોય કે જે જે તેઓ ચાહે તે તેમને હોય; તોપણ વિચાર કર કે એ બધુ ક્યાં સુધી?

જો, આ દુનિયાના શ્રીમતો "ધુમાડાની પેઠે નષ્ટ થશે," અને તેઓના પાછલા આનંદનુ સંભારણ રહેશે નહિ.

જિંદગીમાં પણ તેઓ પોતાના સુખમાં દુઃખ, કડવાસ તથા બીક વગર રહી શકતા નથી.

કારણ કે જે વસ્તુથી તેઓ સુખ પામે છે, તેથી ઘણી વાર શિક્ષારૂપી દીલગીરી પણ પામે છે.

તેઓ અનિયમિત રીતે સુખવિલાસ શોધે છે અને તેની પાછળ ચાલે છે, માટે તેઓ ગભરાટ અને કડવાસ વગર તે ન ભોગવે, એ વાજબી છે.

હાય હાય, આ બધાં સુખ કેવાં અલ્પકાળિક, કેવાં જુઠાં, કેવાં અનિયમિત અને નીચ છે!

તોપણ મનુષ્યો પોતાના પ્રમાદ તથા અંધતાને લીધે એ સમજતાં નથી, પણ અવાચક જાનવરોની પેઠે, આ નાશવંત જિંદગીના અલ્પ સુખને સારૂ આત્માનું મોત સાધે છે.

પણ ઓ મારા દીકરા, તું તારી વિષયવાસના પાછળ જતો મા, પણ તારી સ્વઇચ્છા નકાર.

"ઇશ્વરમાં આનંદ કર, અને તે તારા હૃદયની આશાઓ પુરી કરશે."

૫. કેમકે જો તુ ખરેખાત હર્ષિત થવા અને મારો પુષ્કળ દિલાસો પામવા ચાહે છે, તો જો, સઘળી દુન્યવી વસ્તુઓના ધિક્કાર અને સર્વ નીચ સુખવિલાસના ત્યાગથી તને આશીર્વાદ મળશે અને મહા દિલાસો અપાશે.

અને સરજાએલા પદાર્થોથી દિલાસો પામવા તું જેટલો વધારે

વેગળો રહે છે તેટલો વધારે મધુર અને શકિતમાન દિલાસો તું મુજમાં પામશે.

પણ કંઇક દુઃખ અને યુદ્ધની મહેનત ઉઠાવ્યા પહેલાં એ તને મળશે નહિ.

જુની ટેવ તારી સામે થશે, પણ વધારે સારી ટેવથી તે જીતી લેવાશે.

દેહ બબડયા કરશે, પણ આત્મઉત્સાહથી તે કબજે કરાશે. જુનો સર્પ (શેતાન) તને લલચાવશે, અને પુનઃ હેરાન કરશે, પણ પ્રાર્થનાથી તે નમાડી મુકાશે; વળી જો તું લાભદાયક મહેનતમાં વળગ્યો રહે, તો તારી પાસે આવવાનો તેનો માર્ગ ઘણું કરીને રોકાશે.

## અધ્યાય ૧૩.

### ઇસુ ખ્રીસ્તના નમુના પ્રમાણે નમ્ર સેવકની આધીનતા.

પ્રભુ.—દીકરા, જે આધીનતાથી ખસી જવા યત્ન કરે છે, તે કૃપાથી પોતાને વેગળો કરે છે

અને જે માત્ર પોતાનેજ લાભ શોધે છે, તે સામાન્ય લાભ ગુમાવે છે.

જો કોઇ ખુશીથી અને સ્વેચ્છાપૂર્વક પોતાના ઉપરીને આધીન રહેતો નથી, તો તેથી ખાતરી થાય છે કે હજી તેનો દેહ તેને આધીન નથી, પણ વારંવાર સામે ઉઠે છે અને બબડે છે.

માટે જો તું પોતાના દેહને વશ કરવા ઇચ્છે છે, તો તત્કાળ તારા ઉપરીઓને આધીન થવા શીખ.

કેમકે જો મનુષ્ય અંદર અવ્યવસ્થિત ન હોય, તો બાહ્ય શત્રુ સહેલાઇથી હરાવાય છે

જો મારી તથા તારા આત્માની વચ્ચે બરાબર મેળ ન હોય, તો તુજ પોતા કરતા આત્માનો બીજો કોઈ દુષ્ટ અને હાનિકારક શત્રુ નથી.

જો તું દેહ તથા રક્ત સામે પ્રબળ થવા ઇચ્છે છે, તો ખરેખરો સ્વધિકાર કરવાની જરૂર છે

કેમકે હજી તુ પોતા પર અનિયમિત પ્યાર કરે છે, તેથી તુ બીજાઓની ઇચ્છાને સંપૂર્ણ રીતે આધીન થવા બીએ છે

૨ પણ જો હું, સર્વશક્તિમાન તથા પરાત્પર, જેણે શૂન્યમાથી સઘળુ સરજ્યુ, તે તારે લીધે નમ્રતાથી મનુષ્યોને આધીન થયો છુ, તો તુ જે માત્ર ધૂળ અને શૂન્ય છે, તે મારે લીધે મનુષ્યોને આધીન થાય એમા શી મોટી વાત છે?

હું બધા માણસોથી નમ્ર અને નીચ થયો, કે તુ મારી નમ્રતા દ્વારા તારો અહંકાર જીતી લે

ઓ ધૂળ, આજ્ઞાધીનતા શીખ માગી તથા કુંભાર તું નમ્ર થવા તથા સર્વના ચરણ તળે નમવા શીખ

તારી સ્વઇચ્છાને નકારવા અને સઘળી વાતોમા આજ્ઞાધીન થવા શીખ

૩ તુજ પોતા પર ક્રોધ કર, ગર્વને તુજમા રહેવા ન દે પણ તુ પોતાને એવો આજ્ઞાધીન અને નાનો બનાવ, કે બધા તારા પર ચાલી શકે, અને રસ્તાની ધૂળની પેઠે તને દાટી શકે

ઓ વ્યર્થ મનુષ્ય, તુ શા વિષે બબડી શકે?

અરે નીચ પાપી, તુ, જેણે આટલી બધી વાર પરમેશ્વરના

અપરાધ કર્યા છે, અને આટલી બધી વાર નરકની સજાને પાત્ર થયો છે, તે તને ધિક્કારનારાઓને શો ઉત્તર દઈ શકે?

તારી આત્મા મારી દૃષ્ટિમાં મૂલ્યવાન છે, માટે મારી આંખોએ તને બચાવ્યો, એ માટે તું મારી પ્રીતિ જાણે અને મારી કૃપાઓને સારુ સદા ઉપકાર માને અને હમેશાં ખરી આજ્ઞાધીનતા અને નમ્રતામાં રહે અને ધીરજથી અપમાન સહન કરે

## અધ્યાય ૧૪.

### આપણાં સુકૃતોને સારુ આપણે ફુલાઈ ન જઈએ, માટે પરમેશ્વરનાં ગુપ્ત ન્યાયકરણોનું મનન કરવું

૧ શિષ્ય.—ઓ પ્રભુ મારા માથા ઉપર તારાં ન્યાયકરણો ગર્જે છે, અને તારા ભય તથા ધ્રુજારીથી મારાં હાડકાં ધ્રુજે છે, અને મારો આત્મા અત્યંત ભયભીત થાય છે

હું આશ્ચર્ય પામું છું, અને મનન કરું છું – આકાશો પણ તારી દૃષ્ટિમાં શુદ્ધ નથી '

જો દૂતોમાં તેં પાપ જોયું, અને તેમને બચાવ્યા નહિ, તો મારું શું થશે?

"આકાશમાંથી તારાઓ પડયા ' + તો હું ધૂળ જેમ કરીને અભિમાન કરી શકું?

જેઓનાં કૃત્યો પ્રશંસાપાત્ર દેખાયાં તેઓ બહુ નીચે પડયા અને જેઓએ દેવદૂતોની રોટલી ખાધી તેમને મેં ભુંડોના ખોરાક પર હર્ષિત થતા જોયા છે

૨ ઓ પ્રભુ, જો તું તારો હાથ ઉઠાવી લે, તો કોઈ પવિત્રતા નથી

જો તુ અમને ન ચલાવે, તો કોઈ પણ ડહાપણ કામનુ નથી.

જો તુ અમને ન બચાવે, તો કોઈ પણ સામર્થ્ય મદદ કરી શકતુ નથી

તારા રક્ષણ વગર કોઇનુ બ્રહ્મચર્ય સલામત નથી

જો તારી પવિત્ર દીર્ઘ દૃષ્ટિ અમારા પર નજર ન રાખે, તો કાંઇ પણ સ્વરક્ષણ અમને લાભકારક થઇ શકતુ નથી.

કેમકે જો તુ અમને તજી દે, તો અમે ડૂબી જઇએ અને નષ્ટ થઇએ પણ જો તુ અમારી મુલાકાત કરે, તો અમે ઉભા થઇએ અને જીવીએ છીએ.

કેમકે અમે અસ્થિર છીએ પણ તુજથી સ્થાપિત થઇએ છીએ અમે ઠંડા છીએ, પણ તુજથી ગરમ થઇએ છીએ

૩ અને, મારે પોતાને કેવો દીન અને નીચ મનુષ્ય ગણવો જોઇએ, જે કઇ મુજમા સારૂ દેખાય તે કેવુ તજીને લેખવવુ જોઇએ!

ઓ પ્રભુ હુ મુજમા શૂન્ય અને શૂન્ય સિવાય બીજુ કઇજ દેખતો નથી માટે મારે પોતાને તારા અગાધ ન્યાયપણા તળે કેટલો ઉંડો ડુબાડવો જોઇએ!

ઓ અથાગ વજન! ઓ અપાર સાગર! તુજમા મારો પત્તો મેસતો નથી, હુ મને તદ્દન શૂન્ય સિવાય બીજુ કઇજ જોતો નથી!

માટે અભિમાન છુપાની રાખવાનું સ્થાન ક્યા છે? મારા પોતાના સદ્ગુણ પર ભરોસો રાખવાનુ સ્થાન ક્યા છે?

તારા ન્યાયસાગરમા મારો સઘળો મિથ્યાભિમાન શોષાઇ જાય છે

૪ સર્વ શરીર તારી દૃષ્ટિમા શુ છે?

"તૃણ પોતાના સરજનહાર આગળ અભિમાન કરી શકે?"

જેનું હૃદય સત્યમાં પરમેશ્વરને આધીન છે, તે કેમ કરીને વ્યર્થ વાતોમાં બડાઈ મારી શકે?

જેને સત્યે વશ કરી લીધો છે, તેને આખી દુનિયા ડગાવી શકતી નથી. જેણે પોતાની સઘળી આશા પરમેશ્વર પર ઠેરાવી છે, તે માનવી વખાણથી હાલતો નથી.

કેમકે જો, સર્વ બોલનારાઓ પણ શૂન્ય છે, કારણ કે પોતાના શબ્દના પડઘાની સાથે તેઓ નષ્ટ થશે. પણ "પરમેશ્વરનું સત્ય સર્વકાળ ટકે છે."

## અધ્યાય ૧૫.

### આપણે કશાની ઇચ્છા રાખીએ ત્યારે શું કરવું અને શું કહેવું જોઈએ.

૧. પ્રભુ.—દીકરા, તું દરેક બાબતમાં એમ કહે કે "હે પ્રભુ, જો તને પ્રસન્ન હોય, તો એમ થાઓ."

હે પ્રભુ, જો એ તારા મહિમાને અર્થે હોય, તો તારા નામે એ થવા દે.

હે પ્રભુ, જો એ તને મારે સારૂ યોગ્ય લાગે, અને મારે માટે લાભદાયક હોય, તો એવું દે કે એ હું તારા મહિમાને અર્થે વાપરૂ

કેમકે જો કે મનુષ્યને ઠીક અને ભલી લાગે, તોપણ દરેક અભિલાષા પવિત્ર આત્મા તરફથી આવતી નથી

આ કે પેલુ ચાહવા તને ચલાવે છે તે મારો - ભુડો આત્મા હોય અથવા તુ સ્વઇચ્છાથી તે ગમ પડે છે એનો યથાર્થ નિર્ણય કરવો મુશ્કેલ છે.

કેટલાએક શરૂઆતમા સારા આત્માથી દોરાવાયા એવુ દેખાયુ પણ અ તે છેતરાયા

૨ માટે જ જે ચીજની ઇચ્છા તારા મનમા આવે, તે તે પરમેશ્વરની બીક અને હૃદયની નમ્રતાથી ઇચ્છ, અને માગ

અને સર્વ ઉપરાત તાર પોતાની ઇચ્છાને નકારવી, નવણુ મને અર્પણ કરવુ અને કહેવુ જોઇએ કે

હે પ્રભુ, માગ મારતે શુ વધારે સારૂ છે તે તુ જાણે છે, જેવુ તુ ચાહે છે તેવુ થાઓ

જે તુ ચાહે, જેટલુ ચાહે, અને જ્યારે ચાહે ત્યારે મને આપ

જે તને ગમે, અને જેમ તને વધારે પ્રસન્ન હોય, અને જેમ તારો મહિમા વધે તેમ મને કર

તારી મરજી હોય ત્યા મને રાખ અને સઘળી વાતોમા તારી ઇચ્છા પ્રમાણે મને કર

હુ તારા હાથમા છુ, મને આઘો પાછો ફેરવ

જો "હું તારો સેવક," સઘળાને સારૂ તૈયાર છુ, કમકે હુ પોતાને માર નહિ, પણ તારે સારૂ જીવવા ચાહુ છુ, અરે, જો લાયક અને પૂર્ણ રીતે એવુ કરી શકત તો કેવુ સારૂ !

## ઇશ્વરની ઇચ્છા પુરી કરવા માટે પ્રાર્થના.

૩ હે અપાર દયાળુ ઇસુ મ ો તારી કૃપા આપ કે તે મારી

સાથે રહે મારી સાથે કાર્ય કરે અને અંત સુધી મારી સાથે રહે

જે તને વધારે પ્રસન્ન હોય અને પ્રિય લાગે, તે હું હમેશા ઈચ્છું અને ચાહું એવી કૃપા મને આપ

તારી ઇચ્છા મારી થાઓ અને મારી ઇચ્છા હમેશા તારી ઇચ્છાને અનુસરો અને સંપૂર્ણ રીતે તેની સાથે જોડાઓ

જે તું ચાહે અથવા ન ચાહે તેજ હું પણ ચાહું અથવા ન ચાહું, અને જે તારી ઇચ્છા અથવા અનિચ્છા હોય તે સિવાય મને કોઇ બીજી ઇચ્છા અથવા અનિચ્છા કરી ન શકવા દે.

કૃપા કર કે આ દુનિયાની સઘળી વસ્તુઓ સબંધી હું મરી જાઉં, અને તારે લીધે ધિક્કાર પામવા તથા આ સંસારમાં અજાણ્યો રહેવા ચાહું

એવું દે કે સર્વ ઇચ્છેલી વસ્તુઓ કરતાં હું તુજમાં વિસામો પામું, અને મારૂં અંતઃકરણ તુજમાં શાંતિ પામે

તુંજ અંતઃકરણની ખરી શાંતિ, તુંજ તેનો વિશ્રામ છે, તારા વિના સર્વ વસ્તુઓ કઠણ અને શાંતિ રહિત છે

"આ શાંતિમાં, આમાંજ—એટલે, તુંજ અનન્ત ઉત્તમમાં, 'નિદ્રા અને વિશ્રામ લઇશ' આમેન

## અધ્યાય ૧૬.

### ખરો દિલાસો કેવળ પરમેશ્વર એકલામાંજ શોધવો જોઇએ.

૧. શિષ્ય.—જે કંઇ હું મારા દિલાસાને સારૂ ચાહી કે કલ્પી શકું, તે હું આ દુનિયામા નહિ, પણ પરલોકમા પામવાની ઇચ્છા રાખુ છુ.

કેમકે જો મને કેવળ આ દુનિયાનો સઘળો દિલાસો હોય, અને તેનો સઘળો આનંદ ભોગવી શકું, તો એ નક્કી છે કે તે વધારે વાર સુધી ટકી શકશે નહિ.

માટે આ મારો આત્મા, ગરીબોને દિલાસો આપનાર અને નમ્રને સ્વીકારનાર પરમેશ્વર સિવાય બીજા કશામા નને પૂર્ણ વિશ્રામ મળી શકતો નથી

ઓ મારા આત્મા, જરા વાટ જો, ઇશ્વરી વચનોની ગર્ભ જો અને સ્વર્ગમા તને સઘળા ઉત્તમ વાના પુષ્કળપણે મળશે.

જો તુ અનિયમિત રીતે દુન્યવી વાનાની ઇચ્છા રાખ છ, તો સ્વર્ગીય તથા અનંતકાળિક વાના ગુમાવીશ

દુનિયાના મૂર્ખ પ્રેમીઓ જુએ છે અને વખાણે છે તેવુ નહિ, પણ જેની ખ્રીસ્તના ભલા વિશ્વાસુ સેવકો ગઢ જુએ છે, અને જેનો આત્મિક અને શુદ્ધ મનવાળા જનો, "જેઓનો તહેવાર સ્વર્ગમા છે તેઓ કોઈ કોઈ વાર થોડુ ભોગવે છે, એવુ સુખ

સઘળો માનવી દિલાસો વ્યર્થ અને અલ્પમાળિક છે

સત્યથી જે દિલાસો અદર મળે છે તે સુખદાયક અને ખરો છે.

ભક્ત જન જ્યા જ્યા જાય છે ત્યા પોતાના દિલાસોદાતા ઇસુને સાથે લઈ જાય છે અને તેને કહે છે ' ઓ પ્રભુ ઇસુ તુ સર્વ સ્થળે અને સર્વ સમયે મારી સાથે રહે"

હુ ખુશીથી સઘળા માનવી દિલાસાથી અલગ રહેવા ચાહુ, એ મારો દિલાસો થાઓ

અને જો તારો દિલાસો પણ મારી પાસેથી લઇ લીધેલો હોય, તો તારી ઇચ્છા અને મારુ યોગ્ય પરીક્ષણ મને મહા દિલાસાનો વિષય થાઓ

"કેમકે તુ સર્વકાળ ક્રોધ નહિ કરશે અને સદાકાળ ધમ કાવશે નહિ"

૭ શિષ્ય.—પ્રભુ તુ મ્હે છે તે સાચુ છે મુજ પોતાની જે ચિંતા ુ રાખી શ ુ તે કરતા તને મારી વધારે ચિંતા છે

કેમક જે પોતાની સઘળી ચિંતા તારા ઉપર નાખતો નથી તે મહા જોખમમ રહે છે

પ્રભુ જો મારી ઇચ્છા ફક્ત તારામા સિદ્ધ અને સ્થિર રહે તો જે જે તને ગમે તે મને કર

કેમકે જે જે કઈ તુ મો કરશે તે કેવળ ભના સિવાય બીજુ કઇ નહિ હોય

જો તારી ઇચ્છા હોય ક ુ અધકારમા ર' તો તને ધન્ય અને જો તારી ઇચ્છા હોય કે ુ પ્રકાશમા રહુ તોપણુ તને ધન્ય જો તુ મને િ ાસો આપે તો તને ધન્ય અને જો તારી ઇચ્છા હોય કે ુ સતાપમા આવુ તોપણુ તુ સત એકસરખો ધન્ય

૮ પ્રભુ —દીકરા જો તુ મારી સાથ ચાલવા ચાહે છે તો તારા મનનો ભાવ આવો હોવો જોઇએ

જેમ તુ આનદ કરવા ખુશી છે તેમ દુ ખ ઉઠાવવા તૈયાર રહેવુ જોઇએ જેમ તુ ભરપૂર અને ધનવાન રહેવા ખુશી છે તેમ ગરીબ અને દરીદ્ર થવા ખુશી હોવુ જોઇએ

શિષ્ય.—હે પ્રભુ જે જે તારી ઇચ્છા પ્રમાણે મારા ઉપર આવી પડે તે સઘળુ હુ ખુશીથી સહન કરીશ

તાર હાથથી ુ ભનુ અને ભુ ડ ગળ્યુ અને કડવ હરખ તથા શોક એકસરખી રીતે લેવા ખુશી છુ અને જે સઘળુ મારા પર આવી પડે તે સર્વને વાસ્તે તારો ઉપકાર માનું છુ

મને મર પાપથી બચાવી રાખ અને હુ મરણ અથવા નરકથી બીશ નહિ

જો તુ મને મરણકાળ સુધી તજી ન દે, અને જીવનના પુસ્તકમાંથી મારું નામ ભુસી ન નાખે, તો જે જે આફતો મારા ઉપર આવી પડે તે મને હાનિ કરશે નહિ.

## અધ્યાય ૧૮.

### ખ્રીસ્તના નમુના પ્રમાણે દુન્યવી આફતો ધીરજથી સહન કરવી જોઇએ.

૧. પ્રભુ.—દીકરા, તારી મુક્તિને સારૂ હું સ્વર્ગમાંથી ઉતર્યો; તારી વિપત્તિઓ મેં કોઇના જોરજુલમથી મુજ પર લીધી નહિ, પણ તુજ પરના મારા પ્રેમને માટે લીધી; કે તું ધીરજ શીખે, અને દુન્યવી દુ:ખો બબડયા વગર સહન કરે.

કેમકે હું મારા જન્મની ઘડીથી ક્રુસ પર મરતાં સુધી દુ:ખ વિના ન હતો; ઉપરાંત, દુન્યવી વાતોની મને મહા તંગી હતી.

લોકો વારંવાર મારી બહુ નિંદા કરતા હતા; મેં અપમાન તથા ધિક્કાર નમ્રતાથી સહન કર્યા છે; ઉપકારને બદલે મને અપકાર, ચમત્કારના બદલામા દુર્ભાષણ, અને ઉપદેશને બદલે મેણાં મળ્યાં છે.

૧ડે તે ઘણુ પુષ્પવાન થયુ છે, અને તારા નમૂના તથા તારા મતોના પગનાથી દુર્બળ જનોને વધારે સહનીય અને પ્રકાશિત થયુ છે

જુના કરારમા જ્યારે સ્વર્ગનુ દ્વાર બંધ હતુ અને સ્વર્ગનો રસ્તો અંધકારરૂપ હતો, અને થોડાઓએ સ્વર્ગનુ રાજ્ય ગોધવાની મળાજી રાખી ત્યારના કરતા અત્યારનુ જીવન વધારે શાંતિદાયક છે

તે વખતે જેઓ ન્યાયી અને તારણ પામવા જોગ હતા, તેઓ તારૂં દુખ અને મરણ જે અમારૂ ઋણ ભરી આપવા માટે હતુ, તેની પહેલા સ્વર્ગના રાજ્યમા પેસી શકતા નહોતા

૩ અરે, મને તથા સર્વ ભક્તોને તારા અનંત રાજ્યનો રીતો અને સુખદાયક રસ્તો બતાવવાના મહેરબાનીને લીધે માટે તારો કેવો મોટો ઉપકાર માનવો જોઇએ

કેમકે તારૂં જીવન અમારો રસ્તો છે અને પવિત્ર ધીરજવી અમે તુજ, અમારા મુગટ ગમ આવીએ છીએ

જો તુ પહેલા ચાલ્યો ન હોત અને અમને શીખવ્યુ ન હોત તો કોણ અનુકરણ કરવાની ફીકર રાખત?

અરે જો તારો તેજસ્વી નમુનો આખો આગળ ન હોત, તો કેટલા બધા જન વેગળા અને પાછળ રહેત!

જો અમે તારા બધા ચમત્કાર અને બોધ સાંભળ્યા છતા મંદોત્સાહી છીએ તો જો તારૂ અનુકરણ કરવાને આટલો મોટો પ્રકાશ ન હોત તો શુ થાત?

## અધ્યાય ૧૯.

### અપકાર સહન કરવો તથા ખરા ધીરજવાન જનની સાબીતી

૧ પ્રભુ.—દીકરા તુ શું કહે છે? મારા અને બાગ સંતોના દુ ખભ ગનુ ચિંતન કરીને બબડવુ મૂકી દે

તુ પાપને ઉન્નતી કાશીશ કરતા હજી રકતપાત સુધી આમે થયો નથી '

જે તુ સહન કર છ તે તેમના કષ્ટો સાથે સરખાવતા કઇ નથી તેઓએ ઘણુ દુ ખ ઉઠાવ્યુ, ભારે પરીક્ષણમા પડયા, ઘણુ રીબાયા, અને ઘણા ઘણા પ્રકારે કમાયા અને પરખાયા

માટે તારે બીજાઓની ભારે વિપત્તિઓ મનમા લેવી જોઇએ, એ માટે કે તુ તારી નાની સરખી વિપત્તિઓ સહેલાઇથી સહે

અને જો તે તને નાની ન લાગ, તો લક્ષમા રાખ કે એ તારી અધીરાઇથી ન બને

પણ તે નાની અગર મોટી હોય સઘળીને ધીરજથી સહન કરવા પ્રયત્ન કર

૨ દુ ખ ઉઠાવવાને માટે તુ તારૂ દિલ જેટલુ વધારે તૈયાર રાખે છે તેટલુ વધારે તુ ડાહી રીતે વર્તે છે, અને તારૂ પુણ્ય વધતુ થાય છે અને જો દિલ તૈયાર રહે, અને ટેવ પડે, તો તે સહેવુ તને વધારે સહેલ પડશે

એમ ન કહે, કે આવા માણસ તરફથી હુ આવુ સહન કરી શકતો નથી, અને આવી આફતો મારાથી સહન કરાય નહિ કેમકે તેણે મને ભારે નુકસાન કર્યુ છે, અને કદી મારા મનમા

પણ આવ્યા નહિ એવા દોષ મને આરોપે છે, પણ બીજા તરફથી હું ખુશીથી અને જેટલુ મહેલુ ધર્માર્થ ધારૂ તેટલુ સહન કરીશ

આવો વિચાર મૂર્ખાઇ છે, કેમકે તે ધીરજરૂપી સદ્ગુણ અને જેનાથી મુગટ મળવાનો છે તે ધ્યાનમા લેતો નથી, પણ આમામી અને આરોપ મનમા લે છે

૩ જે માત્ર પોતાને ગમે તેટલુજ, અને જેના તરફથી ઉચિત લાગે તેના તરફથી સહન કરવા ચાહે છે, તે ખરેખરો ધીરજવાન જન નથી

ખરો ધીરજવાન જન દુ ખ કોના તરફથી, પોતાના ઉપરીથી, કે બરાબરીઆથી, કે હલકા જનથી, કે ભલા અને પવિત્ર જનથી, કે ખરાબ અને અયોગ્ય જનથી આવે છે તે લક્ષમા લેતો નથી

પણ હરકોઈ તરફથી ગમે તેટલુ અને ગમે તેટલી વાર તેના પર દુ ખ આવી પડે, તે બધુ તે સમાન ભાવથી ઉપકાર માનીને પરમેશ્વરના હાથથી છે એવુ સમજીને લે છે, તથા મહા લાભ સમજે છે

કેમકે કોઇ પણ, ગમે તેટલુ નાનુ દુ ખ, જે પરમેશ્વરને લીધે સહન કરવામા આવે તે પરમેશ્વર પાસે ફળ વિના રહી શકતુ નથી.

પરિશ્રમ વિના વિશ્રામ નથી; યુદ્ધ વિના વિજય મળતો નથી.

૫. શિષ્ય.—હે પ્રભુ, જે મને સ્વાભાવિક રીતે અશક્ય લાગે છે, તે તારી કૃપા વડે મારે સારૂ શક્ય કર. તું જાણે છે કે હું બહુજ થોડું સહન કરી શકું છું, અને અલ્પ દુઃખથી તત્કાળ અશક્ત થઇ જાઉં છું.

તારા નામને લીધે સઘળી આફતોની કસોટીઓ મને પ્રિય અને વહાલી લાગો, કેમકે તારે લીધે દુઃખ અને વિપત્તિ સહેવી તે મારા આત્માને મહા લાભદાયક છે.

## અધ્યાય ૨૦.

### આપણી દુર્બળતાના સ્વીકાર અને ઐહિક જીવનનાં દુઃખ.

૧. શિષ્ય.—"હું મારી વિરુદ્ધના મારા અન્યાય કબુલ કરીશ;" હે પ્રભુ, હું તારી આગળ મારી અબળતા કબુલ કરીશ.

વારંવાર અલ્પ બાબત મને નિરાશ અને હેરાન કરે છે.

હું બહાદુરીથી વર્તવાનો ઠરાવ કરૂં છું; પણ જ્યારે અલ્પ પરીક્ષણ આવે છે ત્યારે મહા સંકટમાં આવી પડું છું.

કોઇ કોઇ વાર અતિ જૂજ બાબતમાથી મહા ભારત પરીક્ષણ ઉપજે છે.

અને જ્યારે હું મને કંઇક સહીસલામત ધારું છું, ત્યારે અચાનક ઘણી ઘણી વાર નાની સરખી ઝપટથી લગભગ હાર ખાવા પર આવી જાઉં છું.

હું આટલો બધો અસ્થિર, અને મારી વિષયવાસનાઓ સામે થવા નિર્બળ છુ, તેથી હુ વારવાર ગભરાઉ છુ અને તારી દૃષ્ટિમા લજ્જિત થાઉં છુ

અને જો કે હુ સમૂળગો વશ થતો નથી, તોપણ તેઓની ચઢાઈ મને દુખદાયક અને કઠણ લાગે છે, અને એવી રીતે નિત્ય યુદ્ધમા રહેવુ ત્રાસદાયક છે.

આ ઉપરથી મને મારી નિર્બળતા માલમ પડે છે, કેમકે દુષ્ટ વિચારો જેટલી સહેલાઈથી મારામા દાખલ થાય છે તેટલી સહેલાઇથી જતા રહેતા નથી

૩ હે ઇસ્રાએલના મહા શક્તિમાન દેવ વિશ્વાસુ આત્માઓના ઉત્સાહી પ્રિતમ, તુ તારા સેવકના શ્રમ અને દુખ પર નજર કરે, અને સર્વ કાર્યોમા તેને સહાય કરે, તો કેવુ સારૂ

મને સ્વર્ગીય હિમતથી બળવાન કર એ માટે કે જુનો માણસ, અર્થાત નીચ દેહ જે હજી પૂર્ણ રીતે આત્માને વશ થયો નથી અને જેની સામે અમારામા છેલ્લો શ્વાસોશ્વાસ હોય ત્યા સુધી આ મહા નીચ જીવનમા લડવુ જોઇએ, તે ન ફાવી જાય અને સત્તા મેળવે

અરે, આ જીવન જેમા આફતો અને દુખો કદી ખૂટતા નથી, જેમા સઘળી વસ્તુઓ મોહજાળ અને શત્રુઓથી ભરપૂર છે, તે કેવુ જીવન છે!

કેમકે જ્યારે એક પરીક્ષણ અથવા આફત જતી રહે છે ત્યારે બીજી આવે છે હા અગાઉની લડાઇ ચાલતી હોય એટલામા બીજી ઘણી અણચિતી આવીને ઝઝુમી રહે છે

૪ અને જે જીવન આવી મહા કડવાશથી ભરેલુ, અને આટલી બધી વિપત્તિઓ તથા આફતોને વશ છે, તે કેમ કરીને વહાલુ લાગે ?

જે આટલા મરણ અને રોગ ઉપજાવે છે તે કેમ કરીને જીવન કહી શકાય ?

અને તોપણ લોક તેને ચાહે છે, અને ઘણા તેમા પોતાનો આનંદ શોધે છે.

ઘણા જણ જગતને દાપ દે છે કે તે ઠગાઇ ભરેલુ અને વ્યર્થ છે, અને તોપણ ખુશીથી તેને તજવા ચાહતા નથી, કેમકે દૈહવાસનાને પુરેપૂરા વશ થઇ ગયા છે

પણ કેટલીએક વસ્તુઓ આપણને જગત પર પ્રેમ કરવા ખેંચે છે, અને કેટલીએક તેને ધિક્કારવા ખેંચે છે.

દેહની ઇચ્છા, આંખોનો લોભ, અને જીવનનો ગર્વ આપણામા જગતનો પ્યાર ઉપજાવે છે, પણ એથી જે યોગ્ય પીડા અને દુઃખ ઉત્પન્ન થાય છે તે જગત પર દ્વેષ અને કંટાળો ઉપજાવે છે

૫. પણ હાય હાય! સંસારાધીન આત્માને જગતનો તુચ્છ ભોગવિલાસ જીતી લે છે, અને કાંટામા રહેવું તે સુખ સમજે છે, કેમકે તેણે પરમેશ્વરની મધુરતા અને સદ્ગુણનુ આંતરિક સુખ કદી જોયું અને ચાખ્યુ નથી.

પણ જેઓ જગતનો પૂર્ણ રીતે ધિક્કાર કરે છે, અને પરમેશ્વરના પવિત્ર નિયમ અનુસાર જીવન ગુજારવા યત્ન કરે છે, તેઓ પેલી ઇશ્વરી મધુરતા, જે સાચા સર્વત્યાગીઓને વચન દીધેલી છે, તેના અનુભવ વગર નથી અને તેઓ સાફ રીતે જુએ છે કે જગત કેવી ભારે ભૂલ ખાય છે અને કેટલા બધા પ્રકારે ઠગાય છે.

## અધ્યાય ૨૧.

### સઘળા કરતાં આપણે પરમેશ્વરમાં વિશ્રામ શોધવો જોઇએ.

૧. શિષ્ય.--ઓ મારા આત્મા, સઘળા કરતા, અને સર્વ બાબતોમાં, તું સદા પરમેશ્વરમા વિશ્રામ લે, કેમકે તે સતોનો સર્વકાળ વિશ્રામ છે.

ઓ અતિ મ્હાલિક અને પ્રેમી પ્રભુ, સઘળી સરજનોની વસ્તુઓ સઘળી તંદુરસ્તી અને શોભા, સઘળા મહિમા અને માન; સઘળી સત્તા અને ગૌરવ; સઘળી વિદ્યા અને ચાતુરી, સઘળી દોલત અને કળા; સઘળા આનંદ અને હરખ; સઘળી પ્રશંસા અને વખાણ; સઘળી મધુરતા અને દિલાસો, સઘળી આશા અને વચન, સઘળા પુણ્ય અને અભિલાષા કરતાં, તું આપી અને રેડી શકે તે સઘળા દાન અને ભેટો કરતા, મન અનુભવી અને સમાવી શકે તે સઘળા આનંદ અને હરખ કરતાં; છેલ્લે, સઘળા સ્વર્ગીય દૂતો અને મહાદૂતો, અને સઘળી સ્વર્ગીય સેના કરતા; સઘળી દ્રશ્ય અને અદ્રશ્ય વસ્તુઓ કરતાં, અને મારા પ્રભુ, જે સઘળું તું નથી તે કરતા, હું તુજમાં વિશ્રામ પામુ એવું કર.

૨. કેમકે ઓ મારા પ્રભુ પરમેશ્વર, તું સૌ કરતાં ઉત્તમ છે. સકળશક્તિમાન, તું એકલો સંપૂર્ણ અને પુરતો, તું એકલો બધા કરતાં મધુર અને દિલાસા ભરપૂર છે

તું એકલો સૌથી સુન્દર અને પ્રેમી, તું એકલો સૌથી મહાન અને પ્રતાપી; કેવળ તુજમાં સઘળાં ભલાં અને સંપૂર્ણ વાનાં ભરપૂર છે, સદા હતાં, અને સદા હશે.

માટે જે જે તું તુજ પોતા સિવાય મને આપે છે, અને જે જે તારા સંબંધી મને જાહેર કરે છે, અથવા વચન આપે છે, તે સઘળું હું તને જોઉં અથવા સંપૂર્ણ રીતે તું મારો ન થાય ત્યાં સુધી અતિ અલ્પ અને અપૂર્ણ છે કેમકે ખરેખાત મારૂં અંતઃકરણ દરેક દાન અને દરેક વસ્તુને ટપી જઈને તારામાં વિસામો ન લે, ત્યાં સુધી ખરો વિસામો પામી શકતું નથી

ઓ મારા સાથી પ્યારા પ્રિતમ ખ્રિસ્ત ઈસુ, સૌથી પવિત્ર પ્રેમી, સઘળી સૃષ્ટિના પ્રભુ, "કોણ મને ખરી સ્વતંત્રતાની પાંખો આપે," કે હું ઉડીને તુજમાં વિસામો લઉં?

હે મારા પ્રભુ પરમેશ્વર! ક્યારે મને પુરેપુરી ફુરસદ અપાશે કે તું કેવો મીઠો છે તે હું દેખું?

ક્યારે એવું થશે કે હું સંપૂર્ણ રીતે તુજમાં સ્વસ્થ થઈને, તારા પ્રેમને લીધે મને ભૂલી જાઉં; અને સર્વ લાગણીઓ તથા પરિમાણ ઉપરાંત, તુજ એકલા પર એવી રીતે પ્રેમ કરૂં, કે જે સઘળાને માલમ નથી?

ખરાબી જોઇને તુ મારી દયા ખાય એવુ થાઓ

તારી સન્મુખ મારૂ મુખ નિ શબ્દ છે, અને મારી મૌનતા તારી સાથે વાત કરે છે

મારા પ્રભુ, કયા સુધી આવવાની વિલબ કરશે?

મુજ, તેના ગરીબ સેવકની પાસે તે આવો, અને મને આનદિત કરો

તે પોતાનો હાથ લબાવો અને મને નીચને સર્વ પ્રકારના પરિતાપથી મુક્ત કરો.

આવ, આવ, કેમકે તારા વિના કોઈ પણ દિવસ અથવા ઘડી મને આનદની નથી, કેમકે તુ મારો આનદ છે, અને તારા વિના મારૂ ભોજનસ્થાન સુનુ છે.

તુ તારી હાજરીના તેજથી મને દિલાસો ન આપે મને સ્વતત્રતા ન બક્ષે, અને મારા પર મીઠી નજર ન કરે, ત્યા સુધી દુ ખી, અને કેદી જેવો, અને બેડીઓમા જકડાએલો છુ

બીજાઓ, તારા સિવાય જે જે બીજુ તેમને ગમે તે શોધે, પણ મારા પ્રભુ, મારી આશા મારૂ સર્વકાળ તારણ, તારા સિવાય મને બીજુ કઇ ગમતુ નથી અને ગમશે નહિ

• તારી કૃપા પાછી ન આવે, અને તુ મારામા અદર ન બોલે ત્યા સુધી હુ ન છાનો રહીશ, ન પ્રાર્થના કરતો અટકીશ

પ્રભુ.—"જો, અહી છુ," જો, તારી પાસે આવુ છુ, કેમકે તે મને બોલાવ્યો છે

તારા આસુ અને તારા આત્માની ઇચ્છા, તારી નમ્રતા અને અત કરણના પશ્ચાત્તાપે મને તારી ગમ વાળ્યો છે અને એથી આણ્યો છે

પ શિષ્ય.—અને મે કહ્યુ છે પ્રભુ મે તને હાક મારી

છે, અને તારાથી આનદ પામના ચાહ્યુ છે, અને તારે લીધે સઘળુ તજી દેવા તૈયાર છુ

કેમકે તે મને પહેલા ઉત્તેજિત કર્યો છે કે હુ તને ગોધુ

માટે હે પરમેશ્વર તને ધન્ય હાજો, કેમકે તે તારી દયાની પુષ્કળતા પ્રમાણે તારા સેવક પર આ દયા કરી.

તારી હજુરમા તારા સેવક નમ્ર થાય, અને સદા પોતાની દુષ્ટતા તથા નીચપણુ યાદ રાખે, એ સિવાય તે તને બીજુ શુ કહે?

કેમકે સ્વર્ગ તથા પૃથ્વીના સઘળા અજાયબોઓમા "તારા સરખુ કોઇ નથી"

તારા કાર્યો અત્યત ઉત્તમ છે, તારો ન્યાય અદલ, અને તારી દીર્ઘદષ્ટિથી સઘળુ ચાલે છે.

માટે એ બાપના જ્ઞાન, તને માન અને મહિમા થાઓ. મારુ મુખ, મારો આત્મા, અને સઘળી સરજેલી વસ્તુઓ એકઠા મળીને તારા વખાણ ગાઓ તથા તને ધન્યવાદ આપો

## અધ્યાય ૨૨.

### પરમેશ્વરના અનેક ઉપકારોનું સ્મરણ.

૧ "હે પ્રભુ, તારા નિયમમા મારુ અત કરણ ખોલ, અને મને તારી આજ્ઞાઓ પ્રમાણે ચાલવા શીખવ"

મને તારી ઇચ્છા સમજવા, અને તારા સઘળા સાધારણ અને વિશેષ ઉપકારોનુ મહા માન અને કાળજીપર્વક ચિતન કરવાની કૃપા આપ, કે આજથી - તેમને સારુ યોગ્ય રીતે તારા આભાર માની શકુ.

પણ હું જાણું છું અને કબુલ કરૂં છું, કે હું તારા સૌથી નાનામાં નાના ઉપકારને પણ યોગ્ય આભાર માની શકતો નથી. "મુજ પર થએલા તારા હરકોઇ ઉપકાર કરતા હુ અલ્પ છુ"; અને જ્યારે હું તારી ઉત્તમતા લક્ષમાં લઉં છુ, ત્યારે તેના મહત્વને લીધે મારો આત્મા નિર્બળ થઇ જાય છે.

૨. જે સઘળું અમારા આત્મા અને દેહમા છે, જે સઘળું અંદર અથવા બહાર, સ્વાભાવિક અથવા અલૌકિક અમારૂં છે, તે સઘળુ તારા ઉપકાર છે, અને તુજ, જેનાથી અમને સઘળા સારાં વાનાં મળ્યાં છે. તેની ઉદારતા, દયા, અને ઉત્તમતાના ગુણ ગાય છે.

અને જો કે કોઇને ઘણુ કોઇને થોડું મળ્યુ છે, તોપણ સઘળું તારૂં છે, અને તારા વિના સૌથી નાનો ઉપકાર પણ મળી શકતો નથી

જેને ઘણી મોટી વસ્તુઓ પ્રાપ્ત થઇ છે તે પોતાની યોગ્યતાનો અહંકાર કરી શકતો નથી, અને બીજાઓ પર વડાઇ મારી, અને જેને થોડુ મળ્યુ છે તેને ધિક્કારી શકતો નથી, કેમકે જે પોતાને ઓછુ આરોપે છે, અને ઉપકાર માનવામા વધારે નમ્ર અને ભક્તિમાન થાય છે, તે ખરેખાત વધારે

સઘળી વસ્તુઓ તુજમાંથી છે, માટે સર્વમાં તારા ગુણ ગાવા જોઇએ

દરેકને શું આપવું યોગ્ય છે તે તું જાણે છે, અને શા માટે આને થોડું અને પેલાને વધારે તેનો વિચાર કરવો તે અમારૂં કામ નથી પણ તુજ જે દરેકની યોગ્યતા સારી પેઠે જાણે છે તેનું કામ છે

૪ માટે હે પ્રભુ પરમેશ્વર જે બહારથી અને મનુષ્યોની દૃષ્ટિમાં વખાણવા જોગ તથા મહિમાવાન દેખાય છે તે મારી પાસે પુષ્કળપણે ન હોય એ મહા લાભ ગણું છું, એ માટે કે મનુષ્ય પોતાની તંગી અને હલકાપણું ધ્યાનમાં લેતાં કરમાઇ ન જાય અને દુઃખી અથવા નિરાશ ન થાય પણ દિલાસો અને આનંદ પામે

કેમકે ઓ ઈશ્વર, તેં દરિદ્રીઓ અને નમ્રને અને આ જગતથી ધિક્કારાએલાઓને તારા મિત્રો અને સેવકો તરીકે પસંદ કર્યા છે તારા પ્રેરિતો, જેમને તેં આખી દુનિયા પર અધિકારી ઠરાવ્યા તેઓ આ વાતના સાક્ષી છે

અને તોપણ તેઓએ આ દુનિયામાં રોદણાં રડયા વિના જિંદગી ગુજારી તેઓ નમ્ર અને સાદા હતા, તેઓને દુષ્ટતા અને કપટ ચોંટયું નહોતું, "તારા નામને લીધે નિંદા સહન કરવામાં તેઓ આનંદ પામ્યા,' અને જેથી જગત બીએ છે તેનો તેઓએ મહા પ્રેમથી અંગીકાર કર્યો

૫ માટે જે તારા પર પ્રેમ કરે છે અને તારા ઉપકારો જાણે છે તેને તારી ઇચ્છા અને તારા સનાકાળિક ઠરાવની રચનાનું પુરૂં થવું એના સરખો બીજા કશાએ આનંદ ન આપવો જોઇએ

એ ઉપરથી તેણે એટલો સંતોષ અને દિલાસો પામવો જોઇએ, કે જેમ કોઇ મોથી મોગ થવા ચાહે તેમ તે ખુશીથી માથી નાનો થવા ચાહે, જેમ ઉચ્ચપદમા શાંત અને સંતુષ્ટ રહે તેમ નીચપદમા પણ રહે અને જેમ બીજાઓ જગતમા કીર્તિવંત અને મોટા થવું પસંદ કરે છે તેમ નીચ, હલકો નામરહિત, અને પરાધીન થવા ચાહે

કેમકે તારી ઇચ્છા અને તારા મહિમાનો પ્યાર તેણે બીજા બધા કરતા મોટો ગણવા જોઇએ, અને સઘળા સંપાદન કરેલા કે સંપાદન કરવાના ઉપકારો કરતા વધારે દિલાસાદાયક અને પ્રિય માનવો જોઇએ

## અધ્યાય ૨૩.

### મોટા શાંતિ આપનાર ચાર ચીજો.

૧ પ્રભુ.—દીકરા, હવે હું તને શાંતિ અને ખરી સ્વતંત્રતાનો માર્ગ શીખવીશ

શિષ્ય.—તું કહે છે એમ કર, કેમકે તે સાભળવુ મને સારૂ લાગે છે

પ્રભુ.—દીકરા તારી પોતાની ઇચ્છા કરતા બીજાની ઇચ્છા પુરી કરવાનો યત્ન કર

પુષ્કળ કરતા ઓછા થોડુ પસંદ કર

ઓછા નીચસ્થાન શોધ અને સઘળાને આધીન થા

નિરંતર એવુ ચાહ અને પ્રાર્થના કર, કે ઇશ્વરની ઇચ્છા તારામા સંપૂર્ણ રીતે પુરી થાય

જો, આવો જન શાંતિ અને વિશ્રામની સીમા પાર જઈ પહોચે છે

૨. **શિષ્ય.**—હે પ્રભુ, આ તારી ટુંકી વાતમા ઘણુ પૂર્ણપણુ સમાએલુ છે.

તે બોલવામા ટુંકી છે, પણ અર્થમા ભરપૂર અને ફળમા પુષ્કળ છે

કેમકે જો હુ તે વિશ્વાસુ રીતે પાળી શકત, તો આટલો સહેલાઈથી ગભરાટમા ન પડત

કમકે જેટલી વાર હુ મને અશાંત અને ગભરાએલો દેખુ છુ, તેટલી વાર મને માલમ પડે છે, કે હુ આ શિક્ષણ પ્રમાણે ચાલ્યો નથી.

પણ ઓ પ્રભુ, તુ, જે સઘળુ કરી શકે છે, અને સર્વદા આત્માની વૃદ્ધિ ચાહે છે, તે માગમા તારી કૃપા વધાર, કે હુ આ તારી વાત પુરી કરૂ અને મારી મુક્તિ સિદ્ધ કરૂં.

## જુ઼દા વિચારો સામે પ્રાર્થના.

૩ "હે મારા પ્રભુ પરમેશ્વર તુ મારાથી દૂર ન થા હે મારા પરમેશ્વર, મને સહાય કરવા ઉતાવળ કર". કેમકે મારામાં જુદી જુદી જાતના દુષ્ટ વિચારો અને મહા ભય ઊઠે છે, અને મારા આત્માને દુઃખી કરે છે.

કેમ કરીને હું હાનિ વિના તેઓ મધ્યે થઇને પસાર થાઉં?

કેમ કરીને હું તેઓના ચુરા કરી નાખું?

તુ કહે છે, કે "હું તારી આગળ જઇશ, અને પૃથ્વીના પરાક્રમીઓને નમ્ર કરીશ.

હું બંદીખાનાનાં દ્વાર ઉઘાડીશ, અને તને ગુપ્ત ભેદો પ્રગટ કરીશ."

હે પ્રભુ તુ કહે છે તેમ કર, અને "તારી મન્મુખથી માગ ગધળા દુષ્ટ વિચારો નાસી જાઓ

હરેક સકટમા તારી પાસે નાસી આવવુ, તારામા ભરોસો રાખવો, મારા અત કરણથી તારી વિનતી કરવી, અને ધીરજથી તારા દિલાસાની રાહ જોવી એજ કેવળ મારી આશા અને દિલાસો છે

## મનનો પ્રકાશ પામવા પ્રાર્થના

૪ ઓ દયાળુ ઈસુ મને તારા આતરિક પ્રકાશથી પ્રકાશિત કર, અને મારી હૃદયરૂપી કોટડીમાથી સઘળા અધકાર દૂર કર

મને ચિત્તભ્રમ કરનારા વિચારો રોકી રાખ, અને મારા જુલમી પરીક્ષણોના કકડેકકડા કરી નાખ

મારા વતી બહાદુરીથી યુદ્ધ કર, અને આ દુષ્ટ પ્રાણીઓ —એટલે, મોહવાસનાને હરાવ, કે 'તારા બળથી શાતિ થાય," અને તારા પવિત્ર મદિર—એટલે, શુદ્ધ અત કરણમા તારી સ્તુતિની પુષ્કળતા સભળાય

પવન તથા તોફાનને હુકમ કર, સમુદ્રને કહે, કે 'શાત થા" અને ઉત્તરના વાયને કહે કે 'ન વા, અને મહા ' શાતિ થશે"

'તારો પ્રકાશ અને તારૂ સત્ય મોકલ કે તેઓ પૃથ્વી પર પ્રકાશે," કેમક તુ મને પ્રકાશિત ન કર, ત્યા સુધી "અસ્તાવ્યસ્ત અને ખાલી પૃથ્વી" જેવો છુ

ઉપરથી તારી કૃપા રેડ સ્વર્ગીય ઝાકળથી મારૂ અત કરણ ભીંજવ, ભકિતરૂપી જળથી આ પૃથ્વીને મુખ સીચ, કે ઉત્તમ ને મોટા ફળ આપે

પાપરૂપી મોજા તળે દબાએલું મારૂ મન ઉંચુ કર. મારી સઘળી ઇચ્છાઓ સ્વર્ગીય વસ્તુઓ ભણી ખેંચ, કે ઉપરના સુખની મધુરતા ચાખ્યા પછી સાંસારિક વિચાર કરવામા મન આનંદ ન રહે.

સરજાએલી વસ્તુઓના વિનાશી દિલાસાથી મને મુકત કર, કેમકે કોઈ પણ સરજાએલી વસ્તુ મારું પૂર્ણ શાન્ત અને સંતુષ્ટ કરી શકતી નથી.

તુ મને પ્રીતિના અખંડ બંધનથી તારી સાથે જોડ, કેમકે તુજ પર પ્રેમ કરનારને તુ એકલો બસ છે, ને તારા સિવાય બીજી સઘળી વસ્તુઓ વ્યર્થ છે.

શુ ઇચ્છે છે, અને તેનો હેતુ શા વિષે છે તે  જાણુ છુ

માટે બધુ મને સોપી દેવુ જોઇએ  અને તુ પ્રસાદિમા રા  અને ખપ્પરીઆને તેની મરજી પ્રમાણે ખપ્પર કરવા દે

જે જે કઇ તે કરે અથવા બોલે, તે તેને માથે આવને કેમકે તે મોટી છેતરી શ તો નથી

તુ છાયારૂપી નામનાની, અથવા ઘણા જણની મૈત્રી અથવા મનુષ્યના વિશેષ પ્રેમની ચિતા ન કર

કેમકે આ વાના ચિત્તભ્રમણ અને અત કરણમા મહા અ ધકાર ઉપજાવે છે

જે તુ મારા આગમનની ગ જુએ  અને મારે સારૂ તારા હૃદયન ઉઘાડે તો હુ ખુશાથી તારી સાથે વાત કરત, અને મારા ગુપ્ત ભેદો તને સમજાવત

સાવધાન થા, અને પ્રાર્થનામા જાગૃત રહે  અને સર્વ બાબતોમા વિનિત થા

પાપરૂપી બોજા તળે દબાએલું મારૂં મન ઉચું કર, અને મારી સઘળી ઇચ્છાઓ સ્વર્ગીય વસ્તુઓ ભણી ખેંચ, એ મારું કે ઉપરના સુખની મધુરતા ચાખ્યા પછી સામાજિક માનાનો વિચાર કરવામાં મને આનંદ ન રહે

મરણીઓની વસ્તુઓના વિનાશી દિલાસાથી મને દૂર અને મુક્ત કર કેમકે કોઈ પણ મરણીઓની વસ્તુ મારી ઇચ્છાને પૂર્ણ શાન અને સંતુષ્ટ કરી શકતી નથી

તું મને પ્રીતિના અખંડ બંધનથી તારી સાથે બાંધી દે, કેમકે તુજ પર પ્રેમ કરનારને તું એકલો બસ છે અને તારા સિવાય બીજી સઘળી વસ્તુઓ વ્યર્થ છે

## અધ્યાય ૨૪.

### અન્યોની ચાલચલણની જિજ્ઞાસા તજવી.

૧. પ્રભુ.—દીકરા, જિજ્ઞાસુ ન થા, અને નકામી ચિંતા ન કર

"આનું અથવા તેનું તારે શું? તું મારી પાછળ આવ"

ફલાણો આવો કે તેવો હોય, અથવા આ માણસ આવું બોલે અથવા એવું કર, તેમાં તારે શું?

તારે બીજાઓને માટે જવાબ દેવાનો નથી પણ તુજ પોતાનો હિસાબ આપવો પડશે.

માટે તું શા માટે અન્યોની વાતમાં હાથ ઘાલે છે?

જો, હું સઘળાને ઓળખું છું, અને સૂર્ય તળે જે કંઇ થાય તે હું દેખું છું, અને પ્રત્યેક કેવી સ્થિતિમાં છે શું વિચાર છે,

શુ પૂછે છે અને તેનો હેતુ શા વિષે છે તે જાણુ છુ
માટે સઘળુ મને સોંપી દેવુ જોઇએ અને તુ શાંતિમા રહે ઓ ખટપટીઓને તની મરજી પ્રમાણે ખટપટ કરવા દે
જે જે કઇ તે કરે અથવા બોલે તે તેને માથે આવશે કેમકે તે મને છેતરી શકતો નથી
૭ તુ છાયારૂપી નામનાની અથવા ઘણા જણની મના અથવા મનુષ્યના વિશેષ પ્રેમની ચિંતા ન કર
કેમકે આ બાબતો ચિત્તભ્રમણ અને અત કરણમા મહા અધકાર ઉપજાવે છે
જો તુ મારા આગમનની વાટ જુએ અને મારે સારૂ તારૂ હૃદય ઉઘાડે તો હુ ખુશીથી તારી સાથે વાત કરત અને મારા ગુપ્ત ભેદો તને સમજાવત
સાવધાન થા અને પ્રાર્થનામા જાગૃત રહે અને સર્વ બાબતોમા વિનિત થા

## અધ્યાય ૨૫

### અત કરણની દઢ શાંતિ અને ખરી વૃદ્ધિ શામા રહેલી છે

૧ પ્રભુ — દીકરા મે કહ્યુ કે તમોને શાંતિ આપીને જાઉ છુ મારી શાંતિ તમને આપુ છુ જેમ જગત આપે છે તેમ હુ આપતો નથી
સઘળા શાંતિ ચાહે છે પણ ખરી શાંતિ સબધીની બાબતો વિષે સઘળા કાળજી રાખતા નથી

મારી શાતિ નમ્ર અને સાનમ્ર મનવાળાની સાથે રહે છે
મ ુ ધીરજ ધરવાથી તને શાતિ મળશે

ને ત માર સાભળશે અને મરી વાણી સ ગળ ચાલગ ના ત ઘણી શાતિ ભોગવી શકશે

૨ શિષ્ય.—ર ), ત્યારે ર કરુ ?

પ્રભુ.—જે તુ કરે અને જે તુ પોતે ત બ્સ ાસાપતામા પોતાના ાન ગખ અને તારી વ્રણી સાવના આ ઉપર મેમાડ કે તુ વળ મન એબનાને ખુશ કરે અને મારા સિવાય કઇ બીજુ ઇ બ્ઠ અથવા ગોતે નહિ

અને અન્યોની વાત અથવા કાર્યોનો ઉંડો ન્યાય ન કર અને જ તને સોપેલી નથી એવી બાબતોમા હાથ ન ઘાલ અને ગવી ગીતે એમ થઇ શકે કે તુ થોરૂ અથવા ભાગ્યે વ્યાકળ થશે

પણ તને કોઇ પણ ઉદાસી ન લાગે અને તન અથવા મનનુ કોઈ દુ ખ સહન કરવુ ન પરે એ આ અહિ જીવનની સ્થિતિ નહિ, પણ અનતમાળિક શાંતિની સ્થિતિ છે

માટે જો તને કોઇ મોટુ ન લાગે તો એમ ન ધાર કે તને ખરી શાતિ મળી છે, અથવા જો તારે કોઇ શત્રુ ન હોય તો એમ ન ધાર કે તારે સઘળુ આરૂજ છે અથવા જો સઘળુ તારી મરજી પ્રમાણે ચાલે તો એમ ન ધાર કે તે સ પૂર્ણપણુ પ્રાપ્ત કર્યું છે જો તુ મહાભક્તિ અને મિઠાશ ચાખે, તો તુ તારા પોતા વિષે મોટો અભિપ્રાય ન બાધ, અથવા તુ વિશેષ વહાલો છે એવી કલ્પના ન કર. કેમકે એમા સદ્દગુણને ખરો ચાહનાર માલમ પડતો નથી, અને એમા મનુષ્યની વૃદ્ધિ અને સપૂર્ણતા સમાએલી નથી

૩ શિષ્ય.—ઓ પ્રભુ ત્યારે શામા?

પ્રભુ.—તુ નાની અથવા મોટી વાતમા, કાળ અને સર્વ કાળમા, સ્વાર્થ શોધ્યા વગર આખા મનથી ઈશ્વરી પ્રસન્નતાને આધીન થાય તેમા

એટલે કે તુ સુખ અને દુખમા એક સરખા મુખથી ઉપકાર માન્યા કર અને સઘળુ એક કાંટા પર તોળે

જો તુ ભરોસામા એવો બહાદુર અને ધીરજવાન હો કે આંતરિક દિલાસો નષ્ટ થવાના ત્યારે તુ સહેવા તારૂ અંતકરણ તૈયાર રાખે અને જાણે આવુ દુખ અથવા આટલી મોટી વિપત્તિ સહન કરવી તારે ઉચિત નથી, એવો પોતાને ન્યાયી ન ઠરાવે પણ મારી રચનામા મને ન્યાયી માને, અને મારા પવિત્ર નામના ગુણ ગાય તો તુ શાંતિના ખરા અને સીધા માર્ગ પર ચાલે છે અને તુ ફરી મહા આનંદથી મારૂ મુખ જોઈશ એવી પાકી આશા થશે

અને જો તુ પૂર્ણ ત્યાગ ર સુધી આવી પહોચે તો જાણ કે ત્યારે તુ આ દુન્યવી પ્રવાસમા બની શકે તેટલી પુષ્કળ શાંતિ ભોગવશે.

## અધ્યાય ૩૦.

## મનની સ્વતંત્રતાની ઉત્તમતા પોથી વાચન કરતા નમ્ર પ્રાર્થનાથી સારી રીતે પ્રાપ્ત થાય છે

૧ શિષ્ય.—પ્રભુ સંપૂર્ણ મનુષ્યનુ કૃત્ય આ છે, કે તેણે સ્વર્ગીય વસ્તુઓનુ ધ્યાન ધરતા કદી મનને પાછુ હઠવા ન દેવુ અને ઘણી ચિંતાઓ મધ્યે નિશ્ચિંત રહેવુ આવાસુ

જનની પેઠે નહિ પગ સ્વત ત મનની અમુ વિશેષ સત્તાથી મારા મણ સરજતએની વસ્તુને અનિયમિત રીતે મારી ન રહે।

૨ ઓ મહા નાળુ મારા રનુ, નારી વિનતી મરૂ ર કે મને આ જીવનની ચિતાઓથી બચાવી રાખ એ માટે ર તેમા વના નપર કે નહિ મન દેહની વતી હાજતોથી બચાવ, કે મોજમઝામા ન પ, અને આત્માની સઘળી અડચણોથી બચાવ ર મ દુ ખોથી હારી વેરાઇને હુ નિરાશ થાઉં

જે વાના આ અસાર સસારને ચાહનારા લોક ઘણી આતુરતાથી શોધે છે તેથી તુ મને બચાવી રાખ એમ કહેતા નથી પણ જે દુ ખો સામાન્ય મૃત્યુના શાપને લીધે તારા સેવકના આત્માને શિક્ષા તરીકે દબાવી ે કે અને રોક છે એ માટે કે તે ચાહે ત્યારે આત્મસ્વતત્રતામા પેસી શકે નહિ તેથી બચાવ

૩ હે મારા ભગવાન, અકથનીય મધુરતા, સઘળો દૈહિક દિલાસો જે મને સર્વકાળિક વસ્તુઓના પ્યારથી પાછો ખેચે છ અને કોઇ અલ્પકાળિક સુખ બતાવીને પોતા ગમ લોભાવે છે, તે મને કડવો લાગે એવ કર

ઓ મારા પ્રભુ દેહ તથા રકતને મારા પર જબરા ન થવા દે તેઓ મને હરી ન લે જગત અને તેનો ક્ષણિક મહિમા મને ન છેતરે શેતાન અને તેની દગાઇથી હુ ઉથલી ન પ.

અતિ મધુર અભિરેકતા આપ અને દૈહિક પ્રીતિના બદનામાં તારા નામનો પ્યાર મુજમા રેડ

૪ જો! ખાવુ પીવુ, વસ્ત્રો, અને શરીરને પોષક બીજી વસ્તુઓ આતુર આત્માને બોજારૂપ છે

કૃપા કર કે એવી ચીજોનો હુ સયમથી ઉપયોગ કરૂ, અને તેઓના અનિયમિત પ્યારમા ન લપટાઉ

તે સઘળા તજવી એ ઉચિત નથી કેમકે આ શરીરનુ પોષણ કરવુ જોઇએ

પણ બીનજરૂરી અને કેવળ સુખદાયક પદાર્થો ચાહના એ તારો પવિત્ર નિયમ મના કરે છે કેમકે જો મનાઈ ન કરત તો દેહ આત્મા વિરુદ્ધ ઊઠત

આ સઘળામા હુ તારી વિનતી કરૂ છુ, કે તારા હાથ મને ચલાવે અને શીખવે, એ માટે કે હુ કોઈ પણ પ્રકારે બદબહાર ન જાઉં

## અધ્યાય. ૨૭.

### સ્વપ્યાર વિશેષ કરીને આપણને ઉત્તમ પરમેશ્વરથી છેટા રાખે છે

૧ પ્રભુ.—દીકરા, તારે સઘળાને માટે તારૂ સઘળુ આપવુ જોઇએ, અને તારૂં ખાસ કઈ પણ ન થાય

યાદ રાખ કે દુનિયાના સઘળા પદાર્થો કરતા સ્વપ્યાર તને વધારે હાનિકારક છે

જે પ્રમાણે તુ કોઈ વસ્તુ પર પ્રીતિ અથવા ભાવ રાખે છે તે પ્રમાણે તે તને વત્તી ઓછી વળગી પડે છે

જો તારો પ્યાર શુદ્ધ, નિખાલસ અને વ્યવસ્થિત હોય, તો તુ કોઇ પણ વસ્તુનો ગુલામ થશે નહિ.

જે તારે રાખવુ ઉચિત નથી, તેનો લોભ કરતો મા

જે તને રોકે અને તારી આંતરિક સ્વતંત્રતા છીનવી લઇ શકે, એવી વસ્તુ ન રાખ.

અચરજની વાત છે કે જે ચીજોની તુ ઇચ્છા રાખી શકે અથવા તારી પાસે છે, તે સહિત તુ તારા આખા મનથી મને તારૂં સ્વાર્પણ કરતો નથી.

૨. શા માટે તું વ્યર્થ શોકથી ઝુરે છે? શા માટે તું નકામી ચિંતાઓથી ક્ષીણ થાય છે?

મારી ઇચ્છાને આધીન થા, અને તને કંઇ પણ હાનિ થશે નહિ.

જો તું સ્વહિત અથવા પોતાની ઇચ્છા મુજબ વર્તવા આ અથવા પેલું શોધે, અને અહીં અથવા તહીં હોવા ઇચ્છે છે, તો તું કદી શાંત અને ચિંતાઓથી મુક્ત થશે નહિ; કેમકે હરેક વસ્તુમાં કોઈ ખામી જડશે, અને હરેક જગાએ તને કોઇને કોઈ આડે આવનાર મળશે.

૩. માટે બાહ્ય વસ્તુઓની પ્રાપ્તિ અને તેઓની વૃદ્ધિમાં તારો લાભ નથી, પણ તેઓના ધિક્કાર અને હૃદયમાંથી મૂળ સમેત ઉખેડી નાખવામાં છે.

આ કેવળ ધન સંપત વિષે ન સમજ, પણ કીર્તિલોભ અને વ્યર્થ વખાણની ઇચ્છા, અને જે સર્વ વસ્તુઓ દુનિયા સાથે ટળી જશે, તેઓ સંબંધી પણ સમજવું જોઇએ.

જો આત્મા ઉત્સાહહીન છે, તો સ્થાન રક્ષણદાયક નથી.

જો તારા અંતઃકરણની હાલત ખરા પાયા વગર છે—

એમ ને જો તુ મુજમા ઉભો ન રહે તો જે શાંતિ તુ બહારથી શોધે છે તે ઘણી વાર સુધી ટકશે નહિ તુ બદલી કરી શક છે પણ પોતાને સુધારી શકશે નહિ

જ્યારે સમય આવે છે ત્યારે જેથી તુ નાસતો હતો તે અને તેથી વધુ તારા પર આવશે

### અંત કરણને શુદ્ધ કરવા તથા સ્વર્ગીય ડહાપણ પામવા વિશે પ્રાર્થના

૪ હે પ્રભુ મને તારા પવિત્ર આત્માની કૃપાથી દૃઢ કર મને અંદર બળવાન થવાની શક્તિ અને મારા અંત કરણ માથી સઘળી વ્યર્થ ચિંતાઓ અને દીનગીરીઓ કાઢવાની કૃપા આપ એ માટે કે કોઈ પણ હલકી અથવા મૂલ્યવાન દુન્યવી વસ્તુ મારી ઇચ્છાને જુદા જુદા પ્રકારે પોતા ભણી ન ખેચે પણ સઘળી વ્યર્થ વસ્તુઓને અને મને પોતાને પણ તેમની સાથે ક્ષણભંગુર જોઉ કેમકે સૂર્ય તળે કોઈ પણ વસ્તુ સ્થિર નથી પણ સઘળુ વ્યર્થતા અને આત્માને દુખ દેનાર

કરવાથી આપણે આરભેલા માર્ગ પર આપણે સલામતીથી ચાલીશુ

## અધ્યાય ૨૮.

### નિદકોની જીભ વિરુદ્ધ

૧ પ્રભુ.—દીકરા જો કોઇ તને ભુડો ધારે અથવ તુ સાભળના ખુશી ન હો એવુ તારા વિષે કહે તો દીનગીર ન થા.

તારે પોતા સબધી ભોટુ ધારવુ જોઇએ, અને માનવુ કે તારા કરતા કોઇ બીજો વધારે નિર્બળ નથી

જો તુ અદરની ચાલ ચાલે છે, તો તુ અફવાઓની અલ્પ ગણના કરશે

વિપત્તિના સમયમા મૌન રહેવુ અને અદરથી મારા તરફ ફરવુ અને મનુષ્યોની ધારણા સબધી વ્યાકુળ ન થવુ, એ અલ્પ ડહાપણ નથી

૨ તારી શાતિ મનુષ્યોની વાતો પર અવલબિત ન કર કેમકે તેઓ તારા સબધી સારૂ કહે અથવા ખોટુ, પણ તુ છે તેજ છે

ખરી શાતિ અને ખરો મહિમા કયા મળે છે? શુ મારામા નહિ?

અને જે મનુષ્યોને પ્રસન્ન કરવા ચાહતો અને અપ્રસન્ન કરવા બીતો નથી તે ઘણી શાતિ ભોગવશે

અનિયમિત પ્યાર અને વ્યર્થ ડરથી અત કરણની અશાતિ અને ઇદ્રિયોની વ્યાકુળતા ઉત્પન્ન થાય છે

## અધ્યાય ૨૯.

## વિપતમાં પરમેશ્વરની પ્રાર્થના કરવાની અને તેને ધન્ય માનવાની રીતિ.

૧ શિષ્ય.—"ઓ પ્રભુ સર્વદા તારા નામને ધન્ય હો, કેમકે આ પરીક્ષણ અને આફત મારા ઉપર આવે એવી તારી ઇચ્છા છે

તેનાથી નાસી જઇ શકતો નથી, પણ જરૂર મારે તારી પાસે નાસી આવવું જોઇએ, એ માટે કે તું મને મદદ કરે, તેને મારા ભલામાં પલટાવી દે

પ્રભુ, હાલમાં હું દુખમાં છું, અને મારૂં અંતઃકરણ શાંત નથી પણ હાલના દુખોથી હું ઘણો પીડાઉ છું

અને ઓ પ્રેમી બાપ, હવે હું શું કહું? પ્રભુ, હું આ ભારે સંકટમાં આવી પડ્યો છું, "મને આ ઘડીથી બચાવ"

પણ હું આ ઘડી સુધી એ માટે આવ્યો છું કે જ્યારે હું અતિ નમ્ર થાઉં અને તુજ વડે મુક્ત કરાઉં ત્યારે તું મહિમા

મારે તે સહન કરવું યોગ્ય છે, અને તોફાન જતું રહે અને શાંતિનો સમય આવે ત્યાં સુધી ધીરજથી સહન કરૂં તો ઠીક સારૂં.

પણ તારો સર્વ શકિતમાન હાથ આ પરીક્ષણ પણ મારાથી દૂર કરવા અને તેનું બળ ઓછું કરવા શકિતમાન છે, એ માટે કે હું તેમાં સમૂળગો ડૂબી ન જાઉં ઓ મારા પ્રભુ, મારી દયા, જેમ તેં આની પહેલાં વારવાર મારી સાથે કર્યું તેમ કર.

અને જેટલું વધારે આ મને કઠણ લાગે છે, તેટલું વધારે તને સહેલ લાગે છે તે પરાત્પરના જમણા હાથનું કાર્ય છે

## અધ્યાય ૩૦.

### ઇશ્વરી મદદ માગવાનો અને કૃપાની પુનઃપ્રાપ્તિ કરવાનો ભરોસો.

૧ પ્રભુ.—દીકરા, વિપત્તિના સમયમાં તને બળ આપનાર પરમેશ્વર હું છું.

જ્યારે તારી દશા સારી ન હોય ત્યારે મારી પાસે આવ.

પ્રાર્થનામાં ઢીલ, તે સ્વર્ગીય દિલાસાને વિશેષ રોકે છે.

કેમકે તું આતુરતાથી મારી પ્રાર્થના કરવા પહેલાં ઘણો દિલાસો શોધે છે, અને બાહ્ય વસ્તુઓમાં હર્ષ કરે છે.

અને તેથી એમ બને છે કે જ્યાં સુધી તું મારી પેઠે લક્ષમાં ન લે કે મારા પર ભરોસો રાખનારને બચાવનાર હું છું અને મુજ બહાર કોઈ સબળ આશ્રય, લાભકારક સલાહ, અને કોઈ ચિરસ્થાયી ઉપાય નથી, ત્યાં સુધી સર્વ વસ્તુઓ તને ઓછો લાભ કરે છે.

પણ હવે (દુ:ખરૂપી) તોફાન પછી હિંમત ધરીને ફરી મારી દયાના પ્રકાશમાં શક્તિમાન થા; કેમકે પ્રભુ કહે છે, કે હું કેવળ પુરતું નહિ, પણ પુષ્કળપણે, અને માપ ઉપરાંત સઘળું ભરી આપવા પામે છું.

૨. "શું મને કશી વાત અશક્ય છે"? અથવા જે કહે અને ન કરે તેના જેવો હું છું?

તારી શ્રદ્ધા ક્યાં છે? દૃઢતા અને ધૈર્યથી ટકી રહે; શૂરવીર થા અને હિંમતવાન બન; યોગ્ય વખતે તને દિલાસો મળશે.

વાટ જો, મારી વાટ જો, હું આવીને તને સાજો કરીશ.

જે તને વ્યાકુળ કરે છે તે પરીક્ષણ છે, અને જે તને ગભરાવે છે તે વ્યર્થ ભય છે.

ભવિષ્ય બાબતોની ચિંતા તુજ પર કેવળ દીલગીરી ઉપર દીલગીરી સિવાય બીજુ શું લાવે છે? "આજને માટે આજનુ દુ:ખ બસ છે."

ભવિષ્ય વાતો જે કદાપિ ન થાય, તે વિષે દીલગીરી અથવા હરખ કરવો એ વ્યર્થ અને નકામુ છે.

૩. પણ એવી ભાવનાઓથી છેતરાવું ને માનવ સ્વભાવ છે; અને શત્રુની લાલચથી અદેલાઇથી ખેંચાવું તે દુર્બળ મનની નિશાની છે.

કેમકે તે તને સાચી અથવા જુઠી વાતોથી ભરમાવે અને ઠગે; અને તને હાલની ચીજોની પ્રીતિ કે ભવિષ્યની વાતોની બીકથી ઉથલાવી પાડે, તે સંબંધી પરવા રાખતો નથી.

માટે તારા અંતઃકરણને વ્યાકુળ તથા ભયભીત ન થવા દે મારા ઉપર શ્રદ્ધા રાખ, અને મારી દયા પર ભરોસો રા

જ્યારે તું ધારે છે કે હું તારાથી છેટો છુ, ત્યારે વારવાર હું તારી પાસેજ હોઉ છું

જ્યારે તને લાગે છે કે લગભગ સઘળુ નષ્ટ થઇ ચૂકયુ, ત્યારે ઘણી વાર ભારે લાભ મેળવવાનો અવસર હોય છે.

જો તારી વિરુદ્ધ કોઇ વાત થાય તો સઘળુ નષ્ટ નથી

તારે તારી હાલની લાગણી પ્રમાણે તોલ કરવો નહિ તેમજ, અને ગમે તેવુ દુ ખ ગમે ત્યાથી તુજ પર આવી પડે, તેમાથી જાણે તરવાના આરોજ ન હોય તેમ ધારવુ નહિ.

૪. જો કે હું કેટલાક સમય સુધી તુજ પર કોઈ આફત મોકલુ, અથવા તારો ઇચ્છિત દિલાસો લઇ લઉં; તો મેં તને બીલકુલ તજી દીધો છે એવુ ન ધાર; કેમકે સ્વર્ગના રાજ્યનો માર્ગ એવો છે.

અને તું તથા મારા બીજા સર્વ સેવકો સઘળું મરજી પ્રમાણે સપાદન કરવા કરતાં આફતોમાં કસાવ, ને બેશક લાભ-કારક છે.

હું તારા ગુપ્ત વિચારો જાણું છું, અને તુ કોઈ વાર દિલા-સાની મધુરતા રહિત હોય તે તારા તારણને ઘણુ ફાયદાકારક છે, રખે કદાપિ તું મહા પ્રાપ્તિને લીધે ફુલાઇ જાય, અને પોતાને કઇ ન છતા વત્તો ધારીને મિથ્યા આનંદ કરે.

જે મેં આપ્યું છે, તે હું લઇ શકું છું, અને જ્યારે મને ગમે ત્યારે પાછું આપી શકુ છુ.

૫. જ્યારે હુ આપુ છું, ત્યારે તે મારૂ છે; જ્યારે તે લઇ લઉં છું, ત્યારે તારૂ કઇ લેતો નથી; કેમકે હરેક ઉત્તમ દાન તથા હરેક સંપૂર્ણ દાન મારૂં છે.

જો હું તુજ પર કોઈ આફત અથવા દુઃખ મોકલુ, તો દીલ ગીર ન થા, અને તારા હૃદયને નિરાશ ન કર.

હુ તને તત્કાળ ઉભો કરી શકુ છું, અને તારા શોકને આનંદમાં બદલાવી શકુ છુ.

જ્યારે હુ તારી સાથે એવી રીતે ચાલુ છું, ત્યારે પણ હુ ન્યાયી અને મહા મહિમા જોગ છુ.

૬ જો તુ મારી રીતે સમજે અને યથાર્થ રીતે વિચાર કરે, તો તારે કદી કોઈ પણ વિપત્તિને સારૂ એવો મહા શોક કરવો અને અકળાવુ નહિ જોએ.

પણ ઉલટુ તારે હર્ષ કરવો તથા ઉપકાર માનવો જોઈએ, હા, વિશેષ આનંદનો વિષય માન, કે હુ તુજ પર દુખો મોકલુ છુ અને તને તેઓથી બચાવી રાખતો નથી

" જેમ બાપે મારા પર પ્રેમ કર્યો છે, તેમ હું પણ તમારા પર પ્રેમ કરૂ છુ," એમ મે મારા વહાલા શિષ્યોને કહ્યુ. જેમને મે સાંસારિક મોજમઝાને સારૂ નહિ, પણ મહા યુદ્ધ કરવા, કીર્તિને સારૂ નહિ, પણ અપમાનને સારૂ, આળસુ બેશી રહેવા નહિ, પણ પરિશ્રમ ઉઠાવવા, વિસામો ખાવા નહિ, પણ ધીરજથી ઘણુ ફળ ઉપજાવવાને સારૂ મોકલ્યા ઓ મારા દીકરા, આ વચનો સભાર

## અધ્યાય ૩૨.

### સરજનહારને પ્રાપ્ત કરવા સારૂ સઘળી સરજએલી વસ્તુઓનો ત્યાગ.

૧ શિષ્ય.—પ્રભુ, કોઈ મનુષ્ય અથવા કાંઇ પણ સરજાએલી વસ્તુ મને રોકાણ ન કરી શકે, ત્યા પહોચવાને મારે તારી મોટી કૃપાની જરૂર છે

કેમકે જ્યાં સુધી કોઇ ચીજ મને રોકી રાખે, ત્યાં સુધી હું સ્વતંત્રપણે તુજ ગમ ઊડી શકતો નથી.

જે સ્વતંત્રતાથી તારી પાસે ઊડી આવવા ચાહતો હતો તેણે કહ્યું છેઃ "કોણ મને કબુતરના જેવી પાંખો આપશે, કે હું ઊડીને વિસામો પામું ?"

નિખાલસ નેત્ર કરતાં બીજું શું વધારે શાંત?

અને જે દુનિયામાં કાંઇ પણ ચીજ ઇચ્છતો નથી તેના કરતાં બીજો કોણ વધારે સ્વતંત્ર?

માટે મનુષ્યે સઘળી સરજાએલી વસ્તુઓની ઉપર ઊડવું, અને પૂર્ણ સ્વત્યાગ કરવો, અને પોતાના મનને પરમાનંદમાં ખડું રાખીને જોવું કે તુજ, સૌના સરજનહાર, અને સરજાએલી વસ્તુ વચ્ચે કાંઇ જાતનું સરખાપણું નથી.

અને મનુષ્ય સઘળી સરજાએલી વસ્તુઓથી છુટો થયા સિવાય ઇશ્વરી વાતામાં સ્વતંત્રતાથી મન લગાડી શકતો નથી.

અને એજ કારણથી આટલા થોડા ધ્યાની જનો મળી આવે છે, કેમકે નાશવંત ચીજો અને માનવનો ત્યાગ કરવો થોડાજ જાણે છે.

૨. આને સારૂ આત્માને ઉત્તેજિત કરનાર અને સ્વાથ ઉપર ચડાવનાર મોટી કૃપાની જરૂર છે.

અને મનુષ્ય આત્મામાં ઉત્તેજિત ન કરાય, અને સઘળી સરજાએલી વસ્તુઓના અનુરાગથી મુક્ત ન થાય, અને આખો પરમેશ્વરને જોડાય નહિ, ત્યાં સુધી તેના બધી વિદ્યા અને વાનાં કશા કામનાં નથી.

જે કેવળ એક, અપાર ઉત્તમ પરમેશ્વર સિવાય કંઇ પણ બીજું મોટું ગણે છે, તે ઘણા કાળ સુધી અલ્પ અને અધમ સ્થિતિમાં પડી રહેશે.

અને પરમેશ્વર સિવાય મધળુ શૂન્ય છે અને શૂન્યજ ગણુ જોઇએ

પ્રકાશિત અને ભકિતમાન મનુષ્યના જ્ઞાન અને વિદ્વાન તથા વિદ્યાભ્યાસી પડિતની વિદ્યામા બ, તફાવત છે

જે વિદ્યા ઇશ્વરી જ્ઞાનના પ્રભાવથી પ્રાપ્ત થાય છે, તે માનવી બુદ્ધિબળ તથા પરિશ્રમથી પ્રાપ્ત કરેલી વિદ્યા કરતા વધારે ઉત્તમ છે

૩ મનને ચાહનારા ઘણા મળી આવે છે પણ મનને મારૂ જે જોઇએ ત કરનારા મળી આવતા નથી

આપણ ચિહ્નો અને દૃશ્ય ચીજો પર આટલુ બધુ મન લગાડીએ છીએ અને ફકત અલ્પ સ્વદમન કરીએ છીએ, તે એક મોટી અડચણ છે

આપણે જેઓ આત્મિક જન કહેવાઇએ છીએ તેઓ ક્ષણભગુર અને તુચ્છ બાબતોને સારૂ આટલી બધી મહેનત લઇએ અને આટલી બધી ચિતા રાખીએ અને આપણી આતરિક વાતોનો ભાગ્યે અથવા કવચિત પૂર્ણ એકચિત્ત થઇને વિચાર કરીએ છીએ તે શુ છે? કેવા આત્માથી આપણે ચલાવાઇએ છીએ આપણા મનમા શુ છે, તે મને માલમ નથી

૪ અરે, અલ્પ આત્મનિગ્રહ પછી આપણે તત્કાળ ફરી આપણી હૃદયરૂપી કોટડીમાથી બહાર પરિભ્રમણ કરીએ છીએ અને આપણા કાર્યોને સખત પરીક્ષણથી તોળતા નથી

આપણુ દીલ શા ઉપર લાગી રહ્યુ છે તેનો આપણે ધ્યાન કરતા નથી અને આપણા મધળા કામ કેવા અશુદ્ધ છે તેનો ખેદ ધરતા નથી

કારણ કે 'સર્વ' મનુષ્યોએ પોતાની ચાલ ભ્રષ્ટ કરી

હતી," તેને લીધે જળપ્રલય આવ્યો

માટે જો આપણી આંતરિક ભાવના અહેવી હોય, તો બેશક, જે કાર્ય કરવામા આવે છે તે પણ આંતરિક શક્તિની ન્યૂનતાને લીધે સડેલુ થશે

શુદ્ધ અંતઃકરણથી સારા જીવનનુ ફળ નીપજે છે

૫ કોઈએ કેટલુ કર્યુ તે પૂછવામા આવે છે, પણ કેવા સદ્ગુણથી તે કર્યુ છે તેનો ઝાઝા લક્ષથી વિચાર કરવામા આવતો નથી

તે કેવો બળવાન, ધનવાન, રૂપાળો, હોશિયાર, સારો લેખક, સારા ગવૈયો, અથવા સારો કારીગર હતો તેની પૂછપરછ થાય છે પણ તે આત્મામા કેવો દીન, કેવો સહનશીલ અને માલન, કેવા ભક્ત અને આત્મિક હતો, તેની ચર્ચા ભરખી કરવામા આવતી નથી

સ્વભાવ મનુષ્યના બાહ્ય વાના જુએ છે, પણ કૃપા આંતરિકનો વિચાર કરે છે.

સ્વભાવ ઘણી વાર છેતરાય છે, પણ કૃપા પરમેશ્વર પર ભરોસો રાખે છે, કે તે છેતરાય નહિ

## અધ્યાય ૩૨.

### સ્વનકાર તથા સઘળી કામનાનો ત્યાગ

૧. પ્રભુ.—દીકરા, "તુ પોતાને પૂરેપુરી રીતે નકારે નહિ,' ત્યા સુધી તુ પૂર્ણ સ્વતંત્રપણું પામી શકતો નથી

સઘળા સ્વાર્થી અને સ્વપ્રેમીઓ બેડીઓમા બંધાએલા છે. તેઓ તૃષ્ણાથી ભરપૂર, ચિંતાતુર, અવ્યવસ્થિત, ઇસુ ખ્રિસ્તને

નહિ, પણ મહા સુખવિનાસ શોધનારા અસ્થિર વાનાની યોજના અને યત્ન કરનારા છે

કેમકે જે મધળુ પરમેશ્વરથી નથી, તે નષ્ટ થશે

આ ટુકી અને પૂર્ણ વાત લક્ષમા રાખ 'સર્વનો ત્યાગ કર અને તને સર્વ મળશે કામના તજી દે અને તને વિશ્રામ જડશે"

આ સારી રીતે ધ્યાનમા રાખ, અને જ્યારે તુ એ પ્રમાણે ચાલીશ ત્યારે મધળુ સમજશ

શિષ્ય.— પ્રભુ આ એક દિવસનુ કામ નથી, અને છોકરાની રમત નથી હા, આ નાના વાક્યમા ધાર્મિક જનની મધળી સ પૂર્ણતા સમાએની છે

૨ પ્રભુ.—દીકરા, તારે સ પૂર્ણ મનુષ્યોના માગ વિષે સાભળીને પાછા ફરી જવુ કે તરત નિરાશ થવુ નહિ જોઇએ પણ તારા મનમા વધારે ઉચ્ચ પદ પ્રાપ્ત કરવાનો ઉત્સાહ વધવો જોઇએ, અથવા ઓછામા ઓછુ તેની અભિલાષા રાખવી

૩ એવુ ચાહુ છુ, કે તુ એવો બને અને એટલે સુધી આવે કે તારામા સ્વપ્રેમ ન રહે, પણ તુ કેવળ મારા તથા જેને મે તુજ પર ગુરુ નીમ્યો છે તેના ફરમાનને આધીન રહે ત્યાર તુ મને ઘણો વહાલો લાગત, અને તારૂ આખુ જીવન આન દ અને શાતિમા વ્યતીત થાત

તારે હજી ઘણાં વાના તજવાના છે અને જો તુ તે સમૂળગા મને સોપી ન દે, તો જે તુ માગે છે તે પામશે નહિ

'૪ તને એવો સુબોધ કરૂ છુ, કે તુ ધનવાન થાય માટે મારી પાસેથી અગ્નિમા પારખેલુ સોનું (એટલે, સ્વર્ગીય

ડહાપણ જે અધમ વાનાને પગ તળે ખુદી નાખે છે તે) ખરી ”

અધમ દુન્યવી ડહાપણ—એટલે તને પોતાને તથા જગતને રીઝવવાની કોશિશ જવા દે.

૩ મે કહ્યુ છે કે જે નાના મનુષ્યોની નજરમા મૂલ્યવાન અને મહાન છે તે વડે અધમ વાના ખરી

કારણ કે ખરૂ સ્વર્ગીય ડહાપણ ઘણુ હલક અને અધમ દેખાય છે અને ભાગ્યે મનુષ્યો તેનુ સ્મરણ કરે છે તે ડહાપણ પોતાના મોટુ લેખવતુ નથી, અને આ દુનિયામા મોટાઈ શોધતુ નથી ઘણા તેને હોઠ વડે વખાણે છે પણ જીવન તેથી વેગળુ છે તો પણ તે મહા મૂલ્યવાન મોતી છે જે ઘણાઓથી ગુપ્ત છે

## અધ્યાય ૩૩.

### હૃદયની અસ્થિરતા, અને આપણો અંતિમ હેતુ પરમેશ્વરને રાખવા વિષે.

૧ પ્રભુ.—દીકરા તારી મનોભાવના પર ભરોસો ન રાખ કેમક જે અત્યારે છે તે તરત બદલાઈ જશે

તારી મરજી હોય કે ન હોય તોપણ તુ જીવે છે ત્યા સુધી ફેરફારને વશ છે જેમકે કોઈ વાર આનંદી કોઈ વાર દીલગીર હાલમા શાંત બીજી વખત વ્યાકુળ એક વખત ભક્તિરસથી ભરપૂર, બીજી વાર ભક્તિહીન કોઈ વાર તત્પર, બીજી વખત આળસુ કોઈ દિવસ ગમગીન કોઈ દિવસ પ્રફુલ્લિત થશે

પણ જે ડાહ્યો છે અને આત્મામા સારી પેઠે કેળવાએલો છે તે આ સઘળા ફેરફારમાં અડગ ઉભો રહે છે તેના મનમા કના

ભાન ઉપજે છે, અથવા અસ્થિરતાનો વાયુ મ્હ નિશાઓથી વાય છે, તેની તે દરકાર કરતો નથી પણ આત્માની મગળી વનગો ઉચિત અને ઇપ્સિત આશય તરફ વાળે છે

કેમકે એવી રીતે તે અચળ એકસરખો આ અડગ રહી શકે છે, અને સઘળા ભિન્ન ભિન્ન બનાવોના ફેરફાર મધ્યે તેના હેતુની સરળ દૃષ્ટિ મારા પર મીટ માંડી રહે છે

૨ અને જેટલી વધારે શુદ્ધ તારી હેતુદૃષ્ટિ છે તેટલી વધારે સ્થિરતાથી તું તરેહ તરેહના તોફાનો મધ્યે પસાર થને

પણ ઘણાઓમા શુદ્ધ હેતુદૃષ્ટિ અધકારરૂપ બને છે કેમકે મનુષ્યો જે કંઇ સુખ ાયક દેખે છે તે તરફ ઝટ દૃષ્ટિ કરે છે અને સ્વાર્થરૂપી ડાઘ વીણુ મનુષ્ય ભાગ્યે મળે છે

"તેથી પર્કાાામા યહુદી લોક મેથા ીઆમા માથા અને મારીઆની પાસે આવ્યા, કેમ ઇસુને લીધે નહિ પણ લાઝરસને જોવા માટે આ યા'

માટે હેતુદૃષ્ટિ શુદ્ધ કરવી જોઇએ કે તે શુદ્ધ અને સરળ થાય અને ભિન્ન ભિન્ન વાના પાર થઇને સીધી મારા તરફ વાળવી જોઇએ

વાનાં પર પ્રેમ કરનારને મીઠો લાગતો નથી, શબ્દ પર પ્રેમ કરનારને મીઠો લાગે છે.

મારા પરમેશ્વર અને મારૂ સર્વસ્વ!

જે સમજે છે તેને પુરતુ કહેલુ છે, અને તે વારવાર બોલવો એ પ્રેમીને આનંદદાયક છે

કેમકે જ્યારે તુ હાજર છે, ત્યારે મધળુ મારૂ લાગે છે, પણ જ્યારે તુ ગેરહાજર છે, ત્યારે મધળુ બોજારૂપ લાગે છે

તુ હૃદયનો સતોષ, મહાશાન્તિ અને ઉત્સવિક આનદ પમાડે છે

તુ સઘળા વાના વિષે અમને સારા વિચાર કરાવે છે, અને સઘળા વાનામા તારા વખાણ કરાવે છે, તુજ વીણ કોઇ વસ્તુ ચિરસ્થાયી સુખ આપી શકતી નથી, પણ તે ચીજ અમને પ્રસન્ન અને ભાવતી રહે, માટે તારી કૃપા હાજર હોવી જોઇએ, અને તારા જ્ઞાનરસમા સ્વાદિષ્ટ થવી જોઇએ

૨. જેને તું ભાવે, તેને શુ સ્વાદિષ્ટ ન લાગે?

અને જેને તું ન ભાવે, તેને શું આનંદ આપી શકે?

પણ દુનિયાના જ્ઞાની જનો અને દેહવિલાસીઓ તારા જ્ઞાનના સ્વાદ વીણ છે, કેમકે દુનિયામાં બહુ વ્યર્થતા છે અને દેહમા મરણ છે.

પણ દુન્યવી વાનાને ધિક્કારીને અને દેહદમન કરીને તારી પાછળ આવે છે, તેઓ ખરેખાત ડાહ્યા માલમ પડે છે, કેમકે તેઓએ વ્યર્થતામાથી સત્યમા, દેહમાંથી આત્મામા સ્થળાતર કર્યું છે

એવાઓને પરમેશ્વર ભાવે છે, અને સરજાએલી વસ્તુઓમા

જે જે સારૂ માનમ પડે તે બધાને લીધે તેઓ તેમના સરજન હારના ગુણ ગાય છે

પણ સરજનહાર અને સૃષ્ટિ સનમળ અને નાશ અનાદિ પ્રકાશ અને સરજનોના પ્રકાશના સ્વાદ વચ્ચે બહુ મોટો તફાવત છે

૨ ઓ સર્વકાળિક પ્રકાશ! બધા સરજનોના પ્રકાશ કરતા ચઢિયાતા પ્રકાશ આકાશમાથી તારા પ્રકાશના કિરણ પ્રસાર કે તે મારા અંતકરણના બહુ આંતરિક ભાગો પ્રકાશિત કરે

મારા આત્માને તથા તેની સઘળી શક્તિઓને શુદ્ધ હરિત પ્રકાશિત અને સજીવન કર કે હુ પરમાનદથી ભરપૂર થઇને તને બાઝી ?

અરે તુ મને તારા હાજરપણાથી તૃપ્ત કરે અને તુ સર્વમા મારૂ સર્વસ્વ થાય તે સુખદાયક અને ઇચ્છિત ઘડી કયારે આવશે ?

જ્યા સુધી મને એ મળેલુ નથી ત્યાં સુધી મારો આનદ પૂર્ણ થશે નહિ

પણ હાય, હજી જુનુ માણસપણુ મારામા જીવે છે તે સમૂળગુ વધસ્તંભે જડાયુ નથી તે પુરેપુરૂ મરી ગયુ નથી

હજી તે મગરૂરીથી આત્મા વિરુદ્ધ ઉનડુ ઇચ્છે છે અંદર યુદ્ધ કરે છે અને આત્માના રાજ્યને શાત રહેવા દેતુ નથી

૪ પણ તુ જે સમુદ્રના બળ ઉપર અધિકાર ચલાવે છે અને તેના મોજાની ગતિ શાત કરે છે ઊઠ મારી મદદ કર

જે પ્રજાઓ યુદ્ધ ચાહે છે તેમને વિખેરી નાખ" તારી શક્તિથી ભુંડી નાખ

તારી વિનતી કરૂ છુ કે તારા ન ભુત કામો બતાવ અને તારા જમણો હાથ મહિમા પામો

કેમકે એ મારા પ્રભુ પરમેશ્વર ક્ેવળ તુજમા મારી આશા અને આધાર છે

## અધ્યાય ૩૫.

### આ જિદગી પરિક્ષણોથી નવાઇ નથી

૧ પ્રભુ.—દીકરા આ જિદગીમા તુ કદી જોખમ વીણ નથી પણ ઘરમા રાખુ છે ત્યા સુધી મારા તને આત્મિક હથિયારની જરૂર છે

તુ શત્રુઓની મધ્યે છે અને જમણી તથા ડાબી ગમથી હલ્લા થાય છે

માટે જો તુ ચોતરફ ધીરજરૂપી ઢાલનો ઉપયોગ ન કરે તો તુ ઝટ ઘાયલ થઇ જશે

વળી, જો તુ તારૂ હૃદય મારે લીધે સઘળા વાના સહેવાની ખરી ઇચ્છાથી મારા પર ન લગાડે તો તુ આ યુદ્ધનો તાપ સહન કરી, અને ન તેનો મુગટ પામી શકતો નથી

તેથી બહાદુરીથી સઘળા પાર જવુ અને અટકાવ કરનાર વિરોધ સામે બળવાન હાથ વાપરવો તને ઘટાર્થ છે

કેમકે જીતનારને માના અપાય છે, અને આળસુ મહ દુખમા છોડી દેવાય છે

૨ જો તુ આ જીવનમા વિશ્રામ શોધે છે, તો તુ કેમ કરીને સર્વકાળિક વિશ્રામમા પહોચશે ?

વિનાસો શોધવ ન નહિ પણ પુષ્કળ ધીરજને સારૂ તૈયાર થા

મારી શાતિ પૃથ્વી પર નહિ પણ સ્વર્ગમા મનુષ્યા અને સીજી મગ્જાએલી વસ્તુઓમા નહિ પણ પરમેશ્વર એકનામા શોધ

પરમેશ્વરના પ્રેમને લીધે તારે સઘળુ— એટન મહેનત તથા દુખો પરીક્ષણો વિપત્તિઓ ચિતાઓ તગીઓ દુર્બળતા હાનિ અપના ઠપકા, અપમાન લ જ્જા શિક્ષા અને ધિક્કાર ખુશીથી સહન કરવો જોઇએ

આ વાના સદ્ગુણ પ્રાપ્ત કરવાને મદદ કરે છે આથી ખ્રિસ્તનો ઉમેદવાર પરખાય છે આ વાના સ્વર્ગીય મુગટ સપાદન કરે છે

આ અલ્પ મહેનતને માટે તને મારાકાળિ ઇનામ આપીશ અને ક્ષણિક અપમાન સદ્ધાન માટે અનત મહિમા આપીશ

૩ તારી મરજી પ્રમાણે તને સદા આત્મિક દિલાસો હોય એમ તુ ધારે છે?

મારા મતોને એવો દિલાસો હમેશા ન મળ્યો પણ તેમના પર ઘણી આફતો ભિન ભિન પરીક્ષણો અને મહા સતાપ આવ્યો

પણ તેઓ એ સર્વમા ધીરજથી સહનશીલ રહ્યા અને પોતા પર નહિ પણ પરમેશ્વરમા ભરોસો રાખ્યો એમ જાણીને કે આ વખતના દુખો જે મહિમા આપણામા પ્રગટ થનાર છે તેની સાથે સરખાવવા જોગ નથી

જે બીજાઓએ ઘણા આસુ અને મહા મહેનત કરી મુશ્કલીથી મેળવ્યુ તે તને તરત મળે એવુ તુ ચાહે છે?

પરમેશ્વરની વાટ જો હિમતથી આગળ વધ અને દૃઢ રહે

આશા મૂકી ન દે પડતુ ન મેન, પણ તન અને મન પરમે શ્વરના મહિમાને નામ્તે બહાદુરીથી અર્પણ કર

તને મહા પુષ્કળપણે બદલો આપીશ અને સઘળા સંકટોમા તારી સાથે રહીશ

## અધ્યાય ૩૬.

### મનુષ્યોના વ્યર્થ દરિયાફ્ત વિરુદ્ધ

૧ પ્રભુ.—દીકરા તુ તારૂ મન પરમેશ્વર પર સ્થિર રાખ અને જો તારૂ અંતકરણ તારી ઇશ્વરનિષ્ઠા અને નિર્. પરાધીપણા વિષે સાહેદી પૂરે છે તો મનુષ્યોના દરિયાફ્ત મ મ ધી ન ડર

આ પ્રમાણે દુખ સહન કરવુ તે સારી અને આનન્દદાયક વાત છે જે મનમા નમ્ર છે અને પોતા પર નહિ પણ પરમેશ્વર પર ભરોસો રાખે છે તેને સહન કરવુ કઠણ નહિ લાગશે

ઘણા જન બ બક છે, માટે થોડો ભરોસો રાખવો જોઇએ સઘળાને ખુશ રાખવા એ અશક્ય છે.

જો કે પાઊલે પ્રભુમા સઘળાને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કર્યો, અને સઘળાને સારૂ સઘળુ થયો.

તો પણ મનુષ્યોના ઇન્સાફથી તેનો ન્યાય કરાય એ વિષે તેને કંઇ પરવા ન હતી

તેણે અન્યોના શિક્ષણ તથા મુક્તિ વિષે યથાશક્તિ પરિશ્રમ લીધો, તોપણ અન્યો કોઇ વાર તેનો ઇન્સાફ કરે અથવા તેને ધિક્કારે તે અટકાવી શક્યો નહિ

માટે તેણે સઘળુ અનંત પરમેશ્વરને સોપ્યુ, અને નિંદા

જેની દયાઓ અગણિત જે, તે મારા પ્રભુ પરમેશ્વર તુજ વીણ કાણ?

તુજ વિના મને કયા ભલુ થયુ, અથવા તારી હજુરમા ક્યારે મને નુકસાન થઇ શક્યુ?

તુજ વિના ધનવાન થવા કરતા તારે લીધે દરીદ્રિ થવા મા' છુ

તુજ વિના સ્વર્ગ પ્રાપ્ત કરવા કરતા તારી સાથ આ દુનિયામા મુસાફર રહેવુ હુ વધારે પસદ કરૂ છુ

જ્યા તુ, ત્યા સ્વર્ગ, અને જ્યા તુ નહિ, ત્યા મરણ અને નરક છે

ત મારી સઘળી અભિલાષા છે, તેથી મારે તુજ ગમ નિસાસો નાખવો, તને હાક મારવી અને પ્રાર્થના કરવી પડે છે

હે મારા ઇશ્વર, તુજ સિવાય કોઈ બીજા પર હુ પૂર્ણ ભરોસો રાખી શકતો નથી, કેમકે તુજ વિના કોણ મને ગરજમાં વખતી મદદ આપે?

તુ મારી આશા, તુ મારો ભરોસો, તુ મારો દીલાસોદાતા અને સઘળી વાતોમા સાથી વિશ્વાસુ છે.

૨. સો કોઇ પોતપોતાનુ હિત શોધે છે, તુ કેવળ મારૂ તારણુ અને સદ્ગતી ઇચ્છે છે, અને સઘળુ મારા ભલાને માટે ફેરવી નાખે છે

અને જો કે તુ મને તરેહ તરેહના પરીક્ષણુ અને દુખોમા નાખતા રહે છે, તોપણુ એ સઘળુ મારા લાભને માટે ઠરાવે છે, કેમકે તારા પ્રિયોની હજારા રીતે કસોટી કરવાની તને ટેવ છે

એવા પરીક્ષણુ અને કસોટીઓમા પણ તુ મને સ્વર્ગીય દીલાસાથી ભરપૂર કરતો હોય ત્યારના જેટલોજ મારે તારા પર પ્રેમ કરવો અને તારા ગુણુગાન ગાવા જોઇએ

૩  માટે હે પ્રભુ પરમેશ્વર, મારો સઘળો ભરોસો અને આધાર તારા પર રાખુ છુ હુ મારી સઘળી આફતો અને દુખો તારા હાથમા સાપુ છુ, કેમકે તુજ સિવાય જે જે જોઉં છુ તે મને નબળા અને અસ્થિર માલમ પડે છે

કેમકે જો તુ મારો મદદ ન કર મને શક્તિ દીલાસો અને બોધ ન આપે, અને મારૂ રક્ષણ ન કર તો પુષ્કળ મિત્રો મને ફાયદાકારક નથી, બળવાન મદદકારો લાભદાયક નથી અને ડાહ્યા મનુષ્યો ઠીક ઉત્તર આપી શકતા નથી, વિ ાનોના પુસ્તકો મને દીલાસો આપી શકતા નથી, અને કોઈ પણ મૂલ્યવાન ચીજ નિસ્તાર કરી શકતી નથી અને કોઇ પણ ગુપ્ત અને સુંદર સ્થાન સહીસલામત નથી

૪. કેમકે જે સઘળુ અમારી શાંતિ અને સુખને માટે હોય એવુ દેખાય છે તે સઘળુ તુજ વિના કઇ નથી, અને ખરેખાત કશુ સુખ આપતુ નથી

માટે તુ સઘળા ભલાનો ઝરો જીવનની ઉચ્ચતા જ્ઞાનની ગભીરતા છે અને સઘળા કરતા તારામા ભરોસો રાખવો એ તારા સેવકોનો મહા મોટો દીલાસો છે

તારા તરફ મારી આખો ઉચી કરૂ છુ હે મારા પ્રભુ હે કરૂણાના બાપ તારા પર ભરોસો રાખુ છુ

તારા સ્વર્ગીય આશીર્વાદથી મારા આત્માને આશીર્વાદિત અને પવિત્ર કર, તે તારૂ પવિત્ર રહેઠાણ અને તારા સનાતન ગૌરવનુ આસન થાય અને એ તારા મહિમાના મંદિરમા તારા પ્રભુત્વની આખોને નભાવે એવી કોઇ પણ ચીજ ન રહે ને

તારી ઉત્તમતાની મદદના અને તારી કામળ દયાના મહત્વ

પ્રમાણે મારા ઉપર નજર કર, અને મરણની છાયાના દેશમા દેશનિકાલ કરેલા તારા ગરીબ સેવકની પ્રાર્થના સાભળ

આ નાશવત જિંદગીના આગલા જોખમો મધ્યે તારા ગરીબ સેવકના આત્માનુ રક્ષણ કર અને તેને બચાવી રાખ અને મને તારી કૃપા આપીને શાન્તિરૂપી માર્ગે અનત પ્રકાશની જન્મ ભૂમિમા લઈ જા આમેન

## પુસ્તક ૪ થું.

### સાક્રામેન્ત વિષે.

#### પવિત્ર કોમ્મુન્યોને માટે ઉપદેશ.

પ્રભુ ખ્રિસ્તનાં વચન.—પ્રભુ કહે છે, - ' ઓ કષ્ટ કર નારાઓ તથા ભારથી લાદેલાઓ તમે સઘળા મારી પાસે આવો ને તમને વિસામો આપીશ

'જે રોટલી હુ તમને આપીશ તે જગતના જીવનને માટે મારૂ માસ છે"

'લો ખાઓ, એ મારૂ શરીર છે જે તમારે માટે અપાશે મારી યાદગીરીને સારૂ એ કરો"

' જે મારૂ માસ ખાય છે ને મારૂ લોહી પીએ છે, તે મારામા રહે છે, અને હુ તેનામા રહુ છુ

'જે વાતો હુ તમને કહુ છુ, તેજ આત્મા તથા જીવન છે

### અધ્યાય ૧.

#### મહા સન્માનથી ખ્રિસ્તને લેવો જોઈએ

૧ શિષ્યનાં વચન.—ઓ ખ્રિસ્ત, અનત સત્ય આ તારા વચનો છે જો કે તે મના એકજ વખતે તારા મુખમાથી નીકળ્યા નથી, અને એકજ જગાએ લખેલા નથી

તે તારા વચનો છે અને ખરા છે, માટે તે સઘળાં મારે આભાર તથા વિશ્વાસથી ગ્રહણ કરવા જોઇએ

તે તારા છે અને તારા મુખમાંથી નીકળ્યા છે, અને તે મારાં પણ છે કેમકે મારા તારણને માટે તું તે બોલ્યો.

તે હું ખુશીથી તારા મુખમાંથી ગ્રહણ કરૂં છું, કે તે મારા હૃદયમાં સારી પેઠે મજબૂત ઠસી જાય

તારાં મહા નરમ અને પ્રેમમય મધુર વચનો મને હીંમત આપે છે પણ મારાં પાપો મને ભયભીત કરે છે, અને મારૂં મલુ અંતઃકરણ આવા મોટા ભેદ લેવા મને રોકી રાખે છે.

તારાં મીઠાં વચન મને બોલાવે છે, પણ મારા દુર્ગુણોનું અધિકપણું મને દબાવી દે છે

૨. તું એવી આજ્ઞા આપે છે, કે જો હું તારો ભાગીઓ થવા ચાહું, તો ભરોસાથી તારી પાસે આવું, અને જો હું અનંત જીવન તથા ગૌરવ પામવાની ઇચ્છા રાખું, તો અવિનાશીપણાનું ભોજન લઉં.

તું કહે છે કે, "ઓ કષ્ટ કરનારાઓ તથા ભારથી લાદેલાઓ, તમે સઘળા મારી પાસે આવો, ને હું તમને વિશ્રામો આપીશ."

પાપીના કાનમાં આ કેવું મધુર તથા પ્રેમમય વચન, કે તું, ઓ મારા પ્રભુ પરમેશ્વર, ગરીબ તથા દરીદ્રિને તારા મહા પવિત્ર શરીરનું આક્રામેન્ત લેવા નોતરે છે।

પણ હે પ્રભુ, હું કોણ છું, કે તારી પાસે આવવાનું સાહસ કરૂં?

જો, સ્વર્ગનાં સ્વર્ગો તને સમાવી શકતા નથી, અને તું કહે છે કે "તમે સઘળા મારી પાસે આવો."

૩. આ મોટી મહેરબાની અને દયામય નોતરાનો અર્થ શો હશે?

૯ તારી પાસે આવવાની કેમ કરીને છાતી ચલાવુ? કેમકે જેથી સાહસ કરી શકુ એવુ કઈ પણ ભનુ મારામા હોય એવી મને માહીતી નથી

. કેમ કરીને તને મારા ઘરમા લાવુ? કેમકે મે તારા દયાળુ મુખ આગળ વારવાર તારી વિરુદ્ધ પાપ કર્યા છે.

દૂતો અને મહાદૂતો તારી આગળ કાપે છે ને તો તથા ન્યાયી ઓને તારી બીક લાગે છે અને તુ કહે છે - 'તમે સઘળા મારી પાસે આવો"

હે પ્રભુ જો તે એમ ના કહ્યુ હોત તો કોણ તે ખરૂ માનત?

અને જો તે એવી આજ્ઞા આપી ના હોત તો તારી પાસે આવવાની છાતી કોણ ચલાવત?

૪ જો ન્યાયી જન નુહાએ થોડા માણ્યો સહિત વહાણને બાધવામાં સો વરસ સુધી વહાણ બાધવા શ્રમ લીધો અને કેમ કરીને જગતના સરજનહારને સન્માનથી લેવા એક ઘડીમા તૈયાર થઈ શકુ?

તારા મહાન સેવક અને પરમ તથા વિશેષ મિત્ર મુસાએ અનાશવત કાષ્ઠનુ આર્ક બનાવ્યુ અને તેને ચોખ્ખા સોનાથી મઢ્યુ કે તેમા તે કરારના પાટીઓ મૂકે અને હુ એક સડેલો સગડેલો જીવડો, કેમ કરીને કરાર સ્થાપનાર તથા જીવનદાતાને આટલી સહેલ રીતે લેવા સાહસ કરી શકુ?

સુલેમાન જ્ઞાનીઓના મહા શક્તિમાન રાજાએ તારા નામની સ્તુતિ માટે સાત વરસ સુધી સુન્દર મન્દિર બાધ્યુ, અને આઠ દિવસ સુધી મોટી ધામધૂમથી તેનો સમર્પણક્રિયાનુ પર્વ પાળ્યુ તેણે હજાર શાન્તિબલિદાનો અર્પ્યા, અને મહા આનન્દથી રણશીંગડા વગાડતા નિર્માણ કરેલ સ્થાનમા કરારનો કોશ મોટા

દયાદ્રષ્ટીથી મુકયો અને હું એક અભાગી જીવડો તથા મનુષ્યો મા આંથી અધમ જન, જે તારા ભજનમા એક અર્ધી ઘડી પણ ભક્તિથી ગુજારી શકતો નથી, તે કેમ કરીને તને મારા ઘરમા લાવુ? અને જો હું કેવળ એક વખત એક અર્ધી ઘડી યોગ્ય રીતે પ્રાથનામા ગુજારી શકત તો કેવુ સારૂ!

૫ હે માન પરમેશ્વર, તને પ્રસન્ન કરવા તેઓએ કેટલો સવા પ્રયત્ન કર્યો!

અરે, હું જે કરૂ છુ તે કેટલુ થોડુ છે! જ્યારે હું કોમ્યુનીયન લવાની તૈયારી કરૂ છુ, ત્યારે હું તે કેટલી થોડી વારમાં કરૂ છુ!

ભાગ્યે હુ એકચિત્ત હોઉં છુ, અને કોઈકિજ વાર હું મનની ભ્રમણાથી મુક્ત હોઉં છુ.

અને ખરેખાત, તુજ જીવનદાતાની હજુરમા કોઈ અયોગ્ય વિચાર મારા મનમાં પ્રવેશ કરે, અથવા કોઈ સરજાએલી વસ્તુ દીલમાં સ્થાન લે એ ઘટારૂં નથી; કેમકે એક દેવદૂત નહિ, પણ દેવદૂતોનો પ્રભુ મારે ઘેર પરોણો આવવાનો છે.

૬ અને તોપણ કરારનો આક તથા તેમાંની વસ્તુઓ, અને તારા મહા પવિત્ર શરીર તથા તેના અનિર્વાચ્ય સદ્ગુણો વચ્ચે, જુના કરારના યજ્ઞો, જે આવનાર વસ્તુઓની પ્રતિમા હતા, તેમની અને તારા શરીરનુ ખરૂ બળિદાન, જે સઘળાં પુરાતન બળિદાનોનુ સમાપ્તિકરણ છે, તે વચ્ચે મોટો ફેર છે.

૭ ત્યારે શા માટે હું તુજ માનલેગની હજુરમાં વધારે પ્રજ્વલિત થતો નથી? જુના કરારના પવિત્ર પૂર્વજો અને ભવિષ્યવાદીઓ, હા, રાજાઓ અને રાજકુમારોએ પોતાની સમસ્ત પ્રજા સહિત તારી ઈશ્વરી સેવામાં એવો મહા ભક્તિ-

ગાઢું થોડું થાય છે, વિશેષ કરીને જો લોક ખરા પસ્તાવા વગર અહીં તહીં દોડધામ કરે છે

પણ અહો! વેદીના સાક્રામેન્તમાં તું મારો પ્રભુ, મનુષ્ય તરીકે ખ્રિસ્ત આમાં હાજર છે. તેથી જે તને યોગ્ય રીતે અને ભક્તિથી લે છે તેને સર્વકાળ તારણનું પુષ્કળ ફળ મળે છે

આ સાક્રામેન્ત તરફ આપણે મનના હલકાપણા, જિજ્ઞાસા અથવા ઇંદ્રિયવાસનાથી નહિ, પણ દૃઢ શ્રદ્ધા, ભક્તિમય આશા, અને ખરા પ્રેમથી આકર્ષાવું

૧૦ હે પરમેશ્વર, દુનિયાના અદૃશ્ય સરજનહાર કેવી અજાયબ રીતે તું અમારી સાથે વ્યવહાર કરે છે! તારા પસંદ કરેલાઓને માટે વ્યવસ્થા કરીને તું કેવા પ્રેમ અને દયાથી આ સાક્રામેન્તમાં તને પોતાને તેઓના ભોજન તરીકે આપે છે!

કેમકે આ મનુષ્યની સમજણ બહાર છે, આ વિશેષ કરીને ભક્તોના હૃદય હરી લે છે, અને તેઓની પ્રીતિ પ્રદીપ્ત કરે છે.

કેમકે તારા સાચા વિશ્વાસુ સેવકો, જેઓ પોતાનું આખું જીવન પોતાને સુધારવામાં રોકે છે, તેઓ આ મહા ઉત્તમ સાક્રામેન્તથી વારંવાર ભક્તિની મોટી કૃપા અને સદ્‌ગુણનો પ્રેમ પામે છે.

૧૧. ઓ સાક્રામેન્તની અદ્‌ભુત અને ગુપ્ત કૃપા, તને કેવળ ખ્રિસ્તના ભક્તો ઓળખે છે, પણ નાસ્તિકો અને પાપના દાસ અનુભવી શકતા નથી!

આ સાક્રામેન્તમાં આત્મિક કૃપા અપાય છે, ગુમાવેલા સદ્‌ગુણ આત્મામાં પુનરપિ આવે છે; અને પાપથી કદરૂપું થએલું સૌંદર્ય પ્રત્યાગમન કરે છે

આ કૃપા કેટલીએક વાર એવી મોટી છે, કે ગએલી ભક્તિ-

ના ભરપૂરપણાથી કેવળ મનનેજ નહિ પણ દુબળા શરીરને પણ વત્તી શક્તિનો અનુભવ થાય છે

૧૨  તોપણ આપણા મદપણા તથા બેદરકારીનો આપણે ખેદ કરવો તથા રાવુ જોઇએ, કેમકે ખ્રિસ્ત જેનામા તારણ પામનારાઓ ની સઘળી આશા અને પુણ્ય છે, તેને મેવા આપણે ઘણા ભાવથી આકર્ષાતા નથી

કેમકે તે આપણુ પવિત્રીકરણ તથા આપણો ઉદ્ધાર છે, તે જાત્રાળુઓનો દીલાસો અને મતોના સર્વકાળિક ઉપભોગ છે

તેથી અતિ દીલગીરીની વાત એ છે, કે ઘણા જન આ જીવનદાયક ભેદ, જેથી સ્વર્ગમા આનદ અને સકળ દનિયામા રક્ષણ થાય છે તે પર થોડુ લક્ષ આપે છે

હાય હાય મનુષ્યોના હૃદય કેવા અધ અને કઠોર છે! કારણ કે તે આ અનિર્વચનીય દાન પર વધાર લક્ષ આપતા નથી અને નિત્ય તેને લેવાને લીધે તેની બેપરવા રાખે છે

અમૂલ્ય શરીર અને લોહી વડે પોષણ કરવાની મહેરબાની કરી ; અને અમને તારાજ મુખના શબ્દોથી આ પવિત્ર ભોજનમાં એમ કહીને નોતરૂં આપે છે કે ઓ કષ્ટ કરનારાઓ તથા ભારથી લાદેલાઓ, તમે સઘળા મારી પાસે આવો ને તમને વિસામો આપીશ

## અધ્યાય ૨.

### આ સાક્રામેન્તમાં મનુષ્યને પરમેશ્વરનો મોટો પ્રેમ અને દયા બતાવાય છે.

શિષ્યનાં વચન.—હે પ્રભુ જેમ રોગી વૈદની પાસે, ભૂખ્યો તરસ્યો જીવનના ઝરાની પાસે કંગાલ સ્વર્ગના રાજાની પાસે, દાસ પોતાના ધણીની પાસે, પ્રાણી પોતાના કર્તાની પાસે, દુખી પોતાના દયાળુ દિલાસો દેનારની પાસે જાય છે, તેમ તારી દયા ને મોટી કૃપા પર ભરોસો રાખીને તારી પાસે આવું છું

પણ તું મારી પાસે આવે, એવું મેં ક્યાંથી?

હું કોણ છું, કે તું તને પોતાને મને આપે?

આવો પાપી તારી સન્મુખ આવવાનું કેમ કરીને સાહસ કરે? અને કેમ કરીને તું પાપી પાસે આવવાની મહેરબાની કરે છે?

તુ મને સ્વર્ગીય ખોરાક દેવદૂતોની રોટલી ખાવા માટે આપવા ચાહે છે

તે રોટલી તુ પોતે છે જે જીવતી રોટલી આકાશથી ઉતરી, અને જગતને જીવન આપે છે ત તુજ છે

૪ એવા પ્રેમના ઝરા કયાથી નીકળે છે એવી મહેરબાની કયા પ્રકાશ છે તે જો! આને લીધે તારા કેટલા આભાર માનવા અને સ્તુતિ કરવી ઉચિત છે!

અહા આ સાક્રામેન્ત સ્થાપવામા તારી મતલબ કેવી ભલી અને હિતકર હતી! કેવુ મીઠુ અને નરમ પેયુ ભોજન છે જેમા તે તને પોતાને અમને ભક્ષણ તરીકે આપ્યો છે!

હે પરમેશ્વર, તારા કાર્યો કેવા ચમત્કારિક છે! તારી શકિત કેવી સમર્થ, તારા સત્યો કેવા અનિર્વાચ્ય!

ેમકે તુ બોલ્યો અને સઘળુ થયુ અને જેવો તે હુકમ કર્યો તેવુ થયુ

૫ હે મારા પ્રભુ પરમેશ્વર, ખરા પરમેશ્વર અને મનુષ્ય તુ રોટલી અને દ્રાક્ષરસના લઘુ રૂપમા આખો સમાએલો છે, અને લેનારાઓથી ખવાય છે, પણ ખૂટી જતો નથી તે અજબ યમ, શ્રદ્ધા જોગ અને મનુષ્યઅક્કલ હરનાર વિષય છે

તુ જે સઘળાનો ધણી અને જેને કાઇનો ખપ નથી તેણે આ સાક્રામેન્ત દ્વારા અમારામા વસવા ચાહ્યુ છે મારા મન તથા તનને પાપથી બચાવી રાખ કે હુ આનદી તથા શુદ્ધ અત કરણથી વારવાર તારા ભેદ ઉજવી શકુ, અને જે તે વિશેષ કરીને તારા મહિમા અને અખડ સ્મરણને માટે ફરમાવ્યુ અને સ્થાપ્યુ છે, તે હુ મારા સર્વકાળ તારણને અર્થે લઉ

૬ હે મારા આત્મા, હરખ કર અને આ આસુની

ખ્રીણમાં તને આપેલા આવા ઉત્તમ દાન, અને અમૂલ્ય દીલાસાને માટે પરમેશ્વરનો ઉપકાર માન

કેમકે જેટલી વાર તું આ ભેદનુ સ્મરણ કરે છે અને ખ્રિસ્તનુ શરીર લે છે, તેટલી વાર તુ તારા ઉદ્ધારનુ કાર્ય કરે છે, અને ખ્રિસ્તના સઘળા પુણ્યનો ભાગીઓ થાય છે.

કેમકે ખ્રિસ્તની પ્રીતિ કદી ઘટતી નથી, અને તેના પ્રાયશ્ચિત્તનો ભડાર ખૂટતો નથી.

માટે તારે આને સારૂ તૈયાર થવા મહા મનનુ નવીકરણ કરવુ જોઇએ, અને તારણના આ મહા ભેદનો મહા લક્ષથી વિચાર કરવો

અને જ્યાર તું મિસ કરે અથવા મિસ સાભળે, ત્યારે એ કામ તને એટલુ મોટુ, નવુ, અને આનન્દદાયક લાગવું જોઇએ કે જાણે તેજ દિવસે ખ્રિસ્ત કુંવારીના ઉદરમા પહેલવહેલો ઉતરીને માનવી થતો હોય, અથવા ક્રુસ પર ટગાઇને મનુષ્યના તારણને માટે દુ:ખ ઉઠાવતો અને મરી જતો હોય.

## અધ્યાય ૩.

### વારંવાર કોમ્મુન્યો લેવો લાભદાયક છે.

૧. **શિષ્યનાં વચન.**—હે પ્રભુ, જો, હુ તારી પાસે આવું છુ. કે તારા દાનથી મને ભલુ થાય, અને હે મારા પરમેશ્વર, જે પવિત્ર જમણ તે ગરીબોને માટે આનંદમય તૈયાર કર્યું છે, તેમાં હુ હરખાઉં.

જો, જે સઘળુ હુ ચાહી શકુ કે મારે ચાહવુ જોઇએ તે

બધુ તારામા છે ત મારૂ તારણ અને ઉદ્ધાર, મારી આશા અને શક્તિ મારી આબરૂ અને મહિમા છે

માટે આજ તારા સેવકના આત્માને આનદિત કર, કેમકે ' પ્રભુ ઈસુ મે મારો આત્મા તારી સન્મુખ ઉચા કર્યો છે.

હુ તને હમણા ભક્તિ અને સન્માનથી લેવા ચાહુ છુ તને મારા ઘરમા લાવવાની મને ઘણી ઇચ્છા છે એ માટે કે જ્ઞક્કિયની પેઠે તારો આશીર્વાદ પામુ અને આબ્રહામના છોકરામા લેખાઉ

મારો આત્મા તારા શરીરનો અભિલાષી છે, મારૂ હૃદય તારી સાથે સયુક્ત થવા ચાહે છે

૨ તુ તને પોતાને મને આપ અને તે બસ છે, કેમકે તુજ વિના કાઈ પણ દીલાસો લાભદાયક નથી

તુજ વિના હુ અસ્તિત્વમા રહી શકતો નથી અને તારી મુલાકાત વગર હુ જીવી શકતો નથી

એ માટે મારે વારવાર તારી પાસે આવવુ જોઇએ, અને તને મારા તારણની દવા સમજીને લેવો જોઇએ રખે આ સ્વર્ગીય ભોજન વિના હુ રસ્તામા નબળો થાઉ

કેમકે હે દયાળુ ઇસુ લોકોને ઉપદેશ કરતા અને જાત જાતના રોગ મટાડતા તે એક વાર એમ કહ્યુ છે કે ' હુ તેઓને ભૂખ્યા વિદાય કરવા ચાહતો નથી રખેને વાટમા તેઓ નિર્ગત થાય '

તુ જેણે ભક્તોના દીલાસાને સારૂ આ સાક્રામેન્તમા તને પોતાને મૂકયો છે તે મને એવુજ કર

કેમકે તુ આત્માનુ મીઠુ ભોજન છે અને જે યોગ્ય રીતે ખાય છે તે સર્વકાળિક ગૌરવનો ભાગીઓ તથા વારસ થશે

હું વારંવાર પડી જાઉં છું અને પાપ કરૂં છું, અને આટલો જલદી મંદ અને દુર્બળ થાઉં છું, માટે વારંવાર પ્રાર્થના તથા પ્રાયશ્ચિત્ત વડે, અને તારૂં પવિત્ર શરીર લેવાથી નવું બળ પામવા, શુદ્ધ અને પ્રજ્વલિત થવાની મને ખરેખાત જરૂર છે રખે લાંબો વખત તુજથી દૂર રહેવાને લીધે મારો પવિત્ર ઠરાવ છોડી દઉં

૩ કેમકે મનુષ્યની ઇંદ્રિયો તેના બાળપણથી ભુંડાઇ ગમ વળે છે, અને જો તારી ઈશ્વરી દવા મદદ ન કરે, તો તત્કાળ મનુષ્ય અધિક દુષ્ટતામા પડશે

માટે પવિત્ર કોમ્મુન્યો મનુષ્યને ભુંડાઈથી વેગળો રાખે છે, અને ભલામા સબળ કરે છે

પણ જો હું કોમ્મુન્યો લેતા અથવા મિસ સાંભળતા વારંવાર બેદરકાર અને મંદ થઇ જાઉં છું, તો આ દવા ન લઉં, અને આવી સમર્થ મદદ ના ગોધું, તો શું થાત?

અને જો કે હું રોજ આ સાક્રામેન્તને લાયક રહેતો નથી, અને મિસ કરવા બરાબર તૈયાર હોતો નથી, તોપણ યોગ્ય વખતે ઈશ્વરી ભેદ લેવા, અને આવી મોટી કૃપાનો ભાગીઓ થવા પ્રયત્ન કરીશ.

કારણ કે જ્યાં સુધી ભક્તાત્મા આ મરણાધીન દેહમા તુજથી દૂર અવાસ કરે છે, ત્યાં સુધી વારંવાર પોતાના પરમેશ્વરનું સ્મરણ કરીને ભક્તિભાવથી પોતાના પ્રિયત્તમને લે, એજ તેનો મુખ્ય દિલાસો છે

૪ હે પ્રભુ પરમેશ્વર, સર્વ આત્માઓનો સરજનાર તથા જીવાડનાર, તું આ ગરીબ આત્મામા આવવાની મહેરબાની કરે છે, અને તારા આખા દેવપણા તથા મનુષ્યપણાથી તેની ક્ષુધા

તૃપ્ત કરે છે, તે અમારા ઉપર તારી કેવી અજાયબ દયા તથા કૃપા છે!

ઓ પ્રભુ પરમેશ્વર, જે તને ભક્તિથી લેવા યોગ્ય છે અને તને લેવામાં આત્મિક હરખથી ભરપૂર થવા યોગ્ય છે તે કેવું સુખી મન અને કેવા ભાગ્યવાન આત્મા છે!

અહા એવો આત્મા કેવા મહાન પ્રભુની પરોણાગત કરે છે! કેવા પ્રિય પરાણાને પોતાના ઘરમાં લાવે છે! કેવા મીઠા સાથીને પામે છે! કેવા વિશ્વાસુ મિત્રનું સન્માન કરે છે! સુંદર અને ઉમદા પ્રિતમ, સૌ પ્રિયોમાં પ્રિય અને સૌ ઇચ્છિતમાં ઇચ્છિત, તેને તે કોટી કરે છે!

ઓ મારા અતિ મિષ્ટ પ્રિયત્તમ, સ્વર્ગ અને પૃથ્વી અને તેમની સઘળી શોભા તારી સન્મુખ ચૂપ રહે, કેમકે જે શોભા અને મહિમા તેઓમાં છે, તે સઘળું તારી ઉદાર દયાનું દાન છે, અને તે તારા નામની શોભા સમાન નથી, કેમકે તારી બુદ્ધિ અસીમ છે.

## અધ્યાય ૪.

### ભક્તિથી કોમ્મુન્યો લે છે તેમને ઘણો લાભ થાય છે

૧. **શિષ્યનાં વચન.**—હે મારા પ્રભુ પરમેશ્વર, તારી મીઠાશના આશીર્વાદોથી તારા સેવકની આગે આવ, કે હું યોગ્યતા અને ભક્તિથી તારા મહાન સાક્રામેન્ત પાસે આવી શકું.

મારું અંતઃકરણ તુજમાં જાગ્રત કર, અને ભારે જડપણા-માંથી મને બચાવ.

તારા તારણ વડે મારી મુલાકાત કર, એ માટે કે હું આત્મામાં

તારી મિઠાશ, જે આ ઝરારૂપી સાક્રામેન્તમાં પ્રાકળપણે ગુપ્ત રહેલી છે તે ચાખું.

વળી આ મહા ભેદ નિહાળવા મારાં નેત્રોને પ્રકાશિત કર, અને તે નિ સંદેહ માનવા મને દૃઢ કર.

કેમકે તે મનુષ્યની શકિત નહિ, પણ તારી કૃતિ છે, તે માનવી બનાવટ નહિ, પણ તારી સ્થાપના છે.

કેમકે આ ભેદ દેવદૂતોની સમજ બહાર છે, તે જાણવા અને સમજવા કોઇ પણ મનુષ્ય આપોઆપ લાયક મળતો નથી.

તો હું, એક નાલાયક પાપી, જે કેવળ ધૂળ અને રાખ છું. તે કેમ કરીને આવા ભારે અને પવિત્ર ભેદને તપાસી અને સમજી શકીશ?

૨. હે પ્રભુ આત્માના ભોળપણથી, મારી અને દૃઢ શ્રદ્ધાથી, તારા હુકમને લીધે, આશા અને સન્માનથી હું તારી પાસે આવું છું; અને હુ ખરેખાત માન છું કે તુ આ સાક્રામેન્તમાં "મનુષ્ય દેવ" અહીં હાજર છે

માટે તારી ઇચ્છા એવી છે, કે હ તને લઉ, અને તારી સાથે પ્રેમમા એક થાઉ.

માટે હુ તારી દયાની વિનતી કરૂ છુ, અને વિશેષ કૃપા માગું છું, કે હુ તુજમાં પુરેપુરો ઓગળી જાઉં, અને તારા પ્રેમથી ઉભરાઉં, અને કોઇ પણ અન્ય દિલાસાની ચિંતા ન કરૂ.

કેમકે આ સૌથી મોટું અને મહા ઉત્તમ સાક્રામેન્ત આત્મા અને શરીરની તંદુરસ્તી છે, સઘળા આત્મિક રોગની દવા છે: તેથી મારા દુર્ગુણ મટે છે, દુષ્ટ વાસના કબજે કરાય છે, પરીક્ષણો જીતાય છે અને ઓછા કરાય છે, વત્તી કૃપા અંદર

રેડાય છે  ડાગના મદગુણો વધે છે, શ્રદ્ધા દૃઢ થાય છે, આશા સબળ થાય છે, અને પ્રીતિ પ્રજ્વલિત થાય છે તથા ફેલાય છે

૩  કેમકે હે મારા પરમેશ્વર, મારા આત્માના આધાર માનવ દુબળાના મટાડનાર અને બધાા આતરિક દીલાસાના દાતાર, ભાકતથી કોમ્મુન્યો લેનાર તારા ભક્તોને તે આ મારા મેન્નમા ઘણી કૃપાઆ આપી છે અને હજી પણ વારવાર આપ્યા કરે છે

કેમકે તું તેમને તરેહ તરેહની વિપત્તિઓમા ઘણો દિલાસો આપે છે, અને તેઓની નિરાશાના ગાઢપણામાથી તારા રક્ષણની આશામા ઉભા કરે છે, અને નવી કૃપાથી તેમના આત્માને તાજા અને પ્રકાશિત કરે છે  કે જેઓ પહેલા વ્યાકુળ, અને કોમ્મુન્યો પહેલા પ્રેમભાવ વિનાના હતા, તેઓ આ સ્વર્ગીય ભોજનપાનથી તાજા થઇને પોતાને વધારે સારી હાલતમા આવેલા જુએ છે.

અને તુ તારા પસદ કરેલાઓની સાથે એવુ કર્યા કરે છે, એ માટે કે તેઓ આપથી કેવા અબળ છે, અને કેવુ ભલુ અને કૃપા તુજથી પામે છે તે સાચેસાચુ કબુલ કરે અને ખુલ્લો અનુભવ કરી લે. કેમકે તેઓ આપથી ઠડા, સુકા અને અભક્ત છે, પણ તુજથી ઉત્તેજિત ધ્યાની, અને ભક્તિમાન થવાને લાયક બને છે.

૪ કારણ કે નમ્રતાથી મિઠાશના ઝરા પાસે જઇને ત્યાંથી થોડી મિઠાશ ન લાવે એવો કોણ છે?

અથવા આગના ભડકા પાસે ઉભો હોવા છતાં થોડી પણ ગરમી ન લાગે એવો કોણ છે?

અને તુ સદા ભરપૂર અને ઉભરાતો ઝરો છે તુ સદા સળગતી તથા નહિ બુઝાનાર આગ છે.

૪ માટે જો હુ આ ઝરાના ભરપૂરપણામાથી ભરી લઉ, અને તૃપ્તિ સુધી પી શકતો નથી તોપણ મારૂ મુખ આ સ્વર્ગીય નળના મો આગળ ધરીશ, કે ત્યાથી ઓઠામા ઓછુ એક ટીપુ પામીને મારી તરસ છીપાવુ અને સમૂળગો સૂકાઇ ન જાઉ

અને જો કે હુ હમણા પુરેપુરો સ્વર્ગીય, અને કરૂબીમ તથા સેરાફીમના જેવો પ્રેમથી પરિપૂર્ણ થઇ શકતો નથી, તોપણ ભક્તિમા સ્થિર રહેવા, અને મારૂ હૃદય આ વાતને માટે તયાર કરવાનો પ્રયત્ન કરીશ, કે નમ્રતાથી આ જીવનદાયક સાક્રામેન્ત લઇને ઈશ્વરી પ્રેમાગ્નિની એક અલ્પ ચિણગારી પામુ

પણ હે દયાળુ પ્રભુ પરમ પવિત્ર તારનાર, જે જે મારામા ખૂટતુ હોય, તે તુ દયાળુ અને માયાળુ પુરૂ કર કેમકે તે એવુ કહીને સર્વને તારી પાસે બોલાવવાની મહેરબાની કરી છે ― ' ઓ કષ્ટ કરનારાઓ તથા ભારથી લાદેલાઓ તમે સઘળા મારી પાસે આવો, ને હુ તમને વિસામો આપીશ '

૫ હુ ખરેખાત પરસેવો ઉતારીને શ્રમ કરૂ છુ, ને અંતઃકરણના દુ ખથી વ્યાકુળ થાઉ છુ, હુ પાપકર્મી બોજથી લાદેલો છુ, હુ પરીક્ષણોથી ગભરાએલો છુ, હુ ઠગીક દુષ્ટ વાસનાઓમા સપડાએલો અને દબાએલો છુ, અને હે મારા પ્રભુ પરમેશ્વર, મને મદદ કરનાર છોડાવનાર અને તારનાર તારા સિવાય કોઇ નથી તારા હાથમા હુ મને તથા મારૂ બધણુ સાપી દઉ છુ કે તુ મારૂ રક્ષણ કર અને મને સર્વકાળિક જીવનમા લઇ જાય

1, જેણે મારા ખાનપાનને માટ તારું શરીર અને લોહી તૈયાર કીધું છે તે મને તારા નામના માન તથા મહિમાને માટે સ્વીકાર

હે પ્રભુ પરમેશ્વર, મારા તારનાર આ તારા ભેદને વારે વાર લેવાથી મારા ભક્તભાવ વધે એવું કર

## અધ્યાય ૫.

### આ સાક્રામેન્તની મહત્તા અને યાજકપદ.

૧ **પ્રિયતમનાં વચન.**—જો તારામાં દેવદૂતોના સરખી શુદ્ધતા, અને પવિત્ર યોહાન બાપ્તીસ્તના જેવી પવિત્રતા હોય તોપણ તુ આ સાક્રામેન્ત લેવા તથા તેને અડકવા યોગ્ય નથી.

કેમકે મનુષ્યનુ પુણ્ય એવુ નથી કે તે ખ્રિસ્તનુ સાક્રામેન્ત પલટાવે અને તેને અડકે, અને દેવદૂતોનો ખોરાક ભક્ષણ તરીકે લે.

આ ભેદ કેવો ભારે છે, અને યાજકપદ કેવું મોટુ છે! કેમકે જે દેવદૂતોને આપેલું નથી તે તેઓને બક્ષેલું છે

કેમકે કેવળ વિશ્વાસમાં, કાયદેસર રીતે અભિષિક્ત કરેલા યાજકોને મિસ કરવાનો અને ખ્રિસ્તનુ શરીર પલટાવવાનો અધિકાર છે

યાજક પરમેશ્વરનો સેવક છે, અને પરમેશ્વરની આજ્ઞા તથા સ્થાપના વડે તેના વચનનો અમલ કરે છે.

પણ આ સંસ્કારમાં જેની ઇચ્છાને સર્વ આધીન છે, અને જેનો હુકમ સર્વ માને છે, તે પરમેશ્વર મુખ્ય કર્તા અને અદૃશ્ય રચનાર છે.

૨. માટે આ મહા પવિત્ર સક્રામેન્તમાં પોતાની ઇંદ્રિયો અથવા કોઇ પણ દૃશ્ય નિશાની કરતાં સર્વશકિતમાન પરમેશ્વર પર શ્રદ્ધા રાખવી જોઇએ.

અને તે માટે તારે આ પવિત્ર કાર્ય બીક અને સન્માનથી કરવું જોઇએ.

ધર્માધ્યક્ષના હાથ મુકવાથી કોની સેવા કરવાનું તને અપાયુ છે, તે ધ્યાનમાં લાવીને વિચાર કરી જો.

જો, તુ યાજક બનાવાયો છે, અને મિસ કરવાનો અભિષેક કરાયો છે.

હવે લક્ષમાં રાખ કે તું યોગ્ય સમય વિશ્વાસુ અને ભકિતમાન રીતે બળિદાન ચઢાવે, અને તારી ચાલચલણ નિર્દોષ કરે.

તારો બોજો હલકો થયો નથી, પણ તુ પહેલાંના કરતા પણ વધારે સખત નિયમરૂપી બંધનમાં બંધાયો છે, અને પવિત્રતાનું વર્ત સંપૂર્ણપણું મેળવવાની તારી ફરજ છે.

યાજકે સઘળી જાતના સદ્‌ગુણોથી શોભિતો થવુ જોઇએ, અને અન્યોને શુદ્ધ ચાલચલણનો નમુનો આપવો.

તેની વાતચીત માનવ રીત સરખી સાધારણ અને હલકી નહિ, પણ સ્વર્ગમાંના દેવદૂતો અને પૃથ્વી પરના સંપૂર્ણ જનોના સરખી હોવી જોઇએ

૩. પવિત્ર વસ્ત્ર પરિધાન યાજક ખ્રિસ્તનો પ્રતિનિધિ બને છે, કે તે નમ્રતાથી પોતાને તથા સર્વ લોકને માટે પરમેશ્વરની વિનતી કરે.

તેની આગળ તથા પાછળ પ્રભુના ક્રુસની નિશાની છે, કે તે સદા ખ્રિસ્તનો દુઃખભોગ યાદ કરે.

ખાસુલા (ભીમજ્નમો) પર આગળ ક્રૂસ હોય છે, કે તે કાળજીથી ખ્રિસ્તનો નમુનો જુએ. અને ઉત્સાહથી તે અનુસર વાનો યત્ન કરે

તેની પાછળ પણ ક્રૂસ હોય છ, કે જે જે આફતો તેના પર અન્ય જનોથી આવી પડ, તે પરમેશ્વરને લીધે નમ્રતાથી સહન કરે.

તેની આગળના ક્રૂસથી દર્શાવાય છે, કે તે પોતાના પાપ વિષે પશ્ચાત્તાપ કરે, અને પાછળના ક્રૂસથી દર્શાવાય છે, કે અન્યોના પાપને સારૂ કરૂણાથી વિલાપ કરે, એવું સમજીને કે યાજક પરમેશ્વર તથા પાપી વચ્ચે મધ્યસ્થ છે. અને કૃપા તથા દયા પામવા યોગ્ય ન થાય, ત્યાં સુધી તેણે પ્રાર્થના તથા પવિત્ર બળિદાન ચઢાવવા થાકવું નહિ જોઇએ.

યાજક મિસ કરે છે ત્યારે પરમેશ્વરને માન આપે છે, દેવદૂતોને આનંદી કરે છે, ધીસભાને ઉન્નતિએ ચઢાવે છે, જીવતાઓને મદદ અને મુએલાઓને શાંતિ આપે છે, અને તેને પોતાને સઘળા સારાં વાનાંનો ભાગીઓ કરે છે.

## અધ્યાય ૬.

## પવિત્ર કોમ્મુન્યો લીધા પહેલાં શું કરવું જોઇએ તે બાબતનો સવાલ.

૧. શિષ્યનાં વચન.—હે પ્રભુ, જ્યારે હું તારી પરમોત્તમતા અને મારી નીચતા ધ્યાનમાં લઉં છું, ત્યારે હું ઘણોજ ધ્રુજું છું, અને મનમાં ગભરાઉં છું.

કેમકે જો હું તારી પાસે ન આવું તો જીવનથી દૂર રહુ છુ, અને જો હું અયોગ્ય રીતે લઉં તો તને નાગજ કરૂ છુ

માટે હે મારા પરમેશ્વર મારા સહાય કરનાર ગરજમા મારા સલાહકાર હું શું કરૂં?

તુ મને સીધો માર્ગ બતાવ અને પવિત્ર કોમ્મુન્યોને માટે ઠીક હોય એવુ કાઈ નાનુ કાર્ય બતાવ

કેમકે તારૂ પવિત્ર સાક્રામેન્ત કેવી રીતે લેવું અને વિશેષ આ મહાન અને ઇશ્વરી બળિદાન ચઢાવવા સારૂ કેવી રીતે મારે મારૂં અંત કરણ ભક્તિ અને માનપૂર્વક તૈયાર કરવુ એ જાણવું મને લાભ યક છે

## અધ્યાય ૭.

### આપણા અંત કરણની તપાસ અને સુધરવાનો નિશ્ચય

૧ **પ્રિયતમના વચન.**—ઇશ્વરના યાજકને ઘણો છે, કે તે સઘળી બાબતો કરતા હૃદયની અતિ નમ્રતા અને વિનય પૂર્વક સ માન પૂર્ણ શ્રદ્ધા અને ઇશ્વરના મહિમાના ઇશ્વરનિષ્ઠ ઉદ્દેશથી પવિત્ર મિસ કરવા આ સાક્રામેન્તને અડકવા અને લેવા આવે

કાળજીપૂર્વક તારૂ અંતર તપાસ અને યથાશક્તિ ખરો પશ્ચાતાપ અને નમ્ર પાપસ્વીકાર કરીને તેને સ્વચ્છ અને પવિત્ર કર એ માટે કે તેમા કોઇ ભારે પાપ જે તને ખે ઉપજાવે અથવા તારૂ છૂટથી ગમન રોકે એવુ ન હોય

તારા સઘળા પાપોને લીધે સામાન્ય રીતે પશ્ચાતાપ ઉપજાવ અને જે અપરાધ તુ રોજ કરે છે તેને લીધે વિશેષ દુ ખ ધર અને વિલાપ કર

અને જો તને વખત મળે તો તારી અંત કરણરૂપી ઓરડીમા

પ્રાર્થના ખલાન કરવા આટલો ઉતાવળો; ધ્યાનપૂર્વક કરવામાં આટલો અસ્થિર;

તારી પ્રાર્થનાવિધિ ભણવામાં આટલો બેદરકાર; મિત્ર કરવા આટલો ઠંડો; પવિત્ર કોમ્મુન્યો લેવા આટલો શુષ્ક;

આટલો જલદી ભ્રમણાને વશ; આટલો ભાગ્યે એકચિત;

આટલો જલદી કોપાયમાન; અન્યોને ખીજવવા આટલો તૈયાર;

અન્યોનો ન્યાય કરાવવા આટલો તત્પર; ધમકાવવામાં આટલો સખત;

સુખમાં આટલો આનંદિત; દુઃખમાં આટલો દુર્બળ;

આટલો વારંવાર સુનિશ્ચય કરનાર; અને આટલું થોડું કરનાર છે, તે બાબતનો ખેદ અને વિલાપ કર.

૩. આ અને બીજી જૂની દુઃખ અને દુર્બળતાના ધિક્કાર સહિત દીલગીરીપૂર્વક કબુલ કરીને સદા તારૂ જીવન સુધારવાનો, અને સદ્ગુણની વૃદ્ધિ કરવાનો દૃઢ નિશ્ચય કર.

પછી પૂર્ણ આધીનતા અને આખી ઈચ્છાથી મારા નામના મહિમાને માટે તારી અંતઃકરણરૂપી વેદી પર નિત્ય બળિદાન તરીકે તારૂં સ્વાર્પણ કર, એટલે, તારૂં શરીર અને આત્મા વિશ્વાસુ રીતે મને સોંપ. એ માટે કે તું એવી રીતે પરમેશ્વરને બળિદાન ચઢાવવા જવા, અને મારૂં શરીર લાભદાયક રીતે લેવા યોગ્ય થાય.

પણ જો તુ સ્વાર્થી રહે અને ખુશાથી તને પોતાને મારી ઇચ્છાને સોંપે નહિ તો તારૂ અર્પણ પૂર્ણ નથી અને આપણા બને વચ્ચે પુર્ણ એક્ય થશે નહિ

માટે જો તુ સ્વતંત્રતા અને કૃપા પામના ચાહે છે, તો તારા સઘળા કાર્યા પહેલા તને પોતાને ખુશાથી પરમેશ્વરના હાથમા અર્પણ કરવો જોઇએ

એજ કારણથી આટલા થોડા નકશિ પામેના અને અંદર મોકળા થએના માલમ આવે છે કેમકે તેઓ પૂર્ણ સ્વત્યાગ કરવો જાણતા નથી

મારો આ વાત કદી મિથ્યા થવાની નહિ કે *જો કોઈ પોતાનુ સઘળુ તજી દેતો નથી તે મારો શિષ્ય થઇ શકતો નથી'*

માટે જો તુ મારો શિષ્ય થવા ચાહે છે તો આખા મનથી તારૂ સ્વાર્પણ લાવ

ધરે, અને મારી તથા કૃપા પામવા મારી પાસે આવે, તો "મારા જીવના નમ, હુ પાપી માણસનુ મોત ચાહતો નથી, પણ તે કરતા તે પોતના માગથી ફરે અને જીવે એવુ ચાહુ છુ હુ તેના અપરાધોનુ સ્મરણ કરીશ નહિ, પણ સર્વ તેને માફ કરાશે," એમ પ્રભુ કહે છે.

## અધ્યાય ૮.

### ક્રુસ પર ખ્રિસ્તનું બળિદાન, અને આપણો સ્વાર્થત્યાગ.

૧, **પ્રિયતમનાં વચન.**—જેમ મે ખુશીથી તારા પાપને લીધે પરમેશ્વર બાપને, ક્રુસ પર હાથ લબાવીને ઉઘાડા શરીરે મારૂ સ્વાર્પણ કર્યું, આટલે સુધી કે પરમેશ્વરને શાંત પાડવા અર્પાવુ ન હોય એવુ મુજમાં કશું પણ બાકી રહ્યું નહિ:-એજ પ્રમાણે તારે પણ પ્રતિદિન મિસમાં ખુશીથી, તારી સઘળી શક્તિ અને ભાવથી તારૂ પવિત્ર સ્વાર્પણ કરવું જોઇએ.

તુ તને પોતાને મને આખો સોંપવાનો પ્રયત્ન કરે, એ સિવાય હુ તારી પાસે બીજુ શુ માગું છુ?

જે જે તુ તુજ "પોતા" સિવાય મને આપે છે, તે હુ ધ્યાનમા લેતો નથી, કેમકે હું તારૂં દાન નહિ, પણ "તને" માગુ છુ.

૨. જેમ તને મારા સિવાય સઘળુ હોય તે બસ નથી, તેમ જે જે તુ 'તુજ' પોતા સિવાય મને અર્પણ કરે તેથી હુ રાજી થતો નથી.

મને તારૂં સ્વાર્પણ કર, અને પરમેશ્વરને લીધે તને આખો આપી દે, અને તારૂં અર્પણ માન્ય કરાશે.

જો, તારે માટે મે બાપને "મને આખો" અર્પણ કર્યો; મારૂ આખું શરીર અને લોહી તારા ભક્ષણને સારુ આપ્યું, કે હુ આખો તારો થાઉ, અને તું સદા મારો રહે

પણ જો તુ સ્વાર્થી રહે, અને ખુશીથી તને પોતાને મારી મરજીને સોપે નહિ, તો તારૂ અર્પણ પૂર્ણ નથી, અને આપણા બંને વચ્ચે પૂર્ણ ઐક્ય થશે નહિ

માટે જો તું સ્વતંત્રતા અને કૃપા પામવા ચાહે છે, તો તારાં સઘળાં કાર્યો પહેલા તને પોતાને ખુશીથી પરમેશ્વરના હાથમાં અર્પણ કરવો જોઇએ.

એજ કારણથી આટલા થોડા પ્રકાશ પામેલા અને અંદર મોકળા થએલા મળી આવે છે, કેમકે તેઓ પૂર્ણ સ્વત્યાગ કરવો જાણતા નથી.

મારી આ વાત કદી મિથ્યા થવાની નહિ કે: "જે કોઈ પોતાનું સઘળું તજી દેતો નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી."

માટે જો તું મારો શિષ્ય થવા ચાહે છે, તો આખા ભાવથી તારૂં સ્વાર્પણ લાવ.

## અધ્યાય ૯.

### આપણે પોતાને તથા આપણું સઘળું પરમેશ્વરને અર્પણ કરવું, અને સઘળાને સારૂ પ્રાર્થના કરવી જોઇએ.

૧. **શિષ્યનાં વચન**—હે પ્રભુ, આકાશમાં તથા પૃથ્વી પર સઘળું તારૂં છે.

હુ મને પોતાને મારી ખુશીથી તને સ્વેચ્છાબળિદાન તરીકે અર્પણ કરવા, અને સદા તારો રહેવા ચાહું છું.

હે પ્રભુ, મારા અંતઃકરણના નિખાલસપણાથી, તારો સદાનો સેવક રહેવા, તારૂં ભજન કરવા, અને તારા અખંડ વખાણનું બળિદાન થવા આજ હુ મને પોતાને તને અર્પણ કરૂં છું.

તારા મૂલ્યવાન શરીરનું આ પવિત્ર બળિદાન, જે હું આજ આનંદના અદૃશ્ય દેવદૂતોની સન્મુખ તને ચઢાવું છું, તેની સાથે મારૂં સ્વાર્પણ માન્ય કર એ માટે કે તે મારા અને તારા સઘળા લોકના તારણને અર્થે થાય

૨ હે પ્રભુ, જે દિવસે હું પહેલવહેલું પાપ કરી શક્યો ત્યારથી આ ઘડી સુધીના, તારી, તારા સંતો અને દેવદૂતોના સન્મુખ કરેલા મારા સઘળા પાપો અને અપરાધો હું તારી દયારૂપી વેદી પર મૂકું છું, ને સઘળા તું તારા પ્રેમાગ્નિથી બાળીને ભસ્મ કરી નાખ અને મારા પાપના સઘળા ડાઘ ધોઈ નાખ, મારૂં અંતઃકરણ સઘળા અપરાધોથી શુદ્ધ કર, અને સર્વ મને પુરેપુરી રીતે માફ કરીને, તથા શાંતિનું ચુંબન આપીને કરુણાથી મારો અંગીકાર કર, અને જે કૃપા મેં મારા પાપોથી ગુમાવી તે ફરીથી બક્ષ

૩ નમ્રતાપૂર્વક સ્વીકાર અને પશ્ચાત્તાપ, અને તારી કરુણાની નિત્ય વિનંતી સિવાય હું મારા પાપોને સારૂં બીજું શું કરી શકું.

હે મારા પરમેશ્વર, હું તારી વિનતી કરૂં છું, કે હું તારી હજુરમાં ખડો થઇને તારી દયા માગું, ત્યારે તું કૃપા કરીને મારૂં સાંભળ

મારાં સઘળાં પાપ મને અતિશય નાપસંદ છે, હું તે કદી ફરી કરીશ નહિ, પણ તેઓને સારૂં દુઃખ ધરૂં છું, અને જીવના સુધી દુઃખ ધરીશ, હું પ્રાયશ્ચિત કરવા તથા યથાશક્તિ બદલો આપવા તૈયાર છું

માફ કર, હે પ્રભુ, તારા પવિત્ર નામને લીધે મારા પાપ માફ કર તારા અમૂલ્ય લોહીથી તારેલો મારો આત્મા બચાવ

જો, તારી કરૂણાને હું મને સોંપું છું. તારા હાથમાં હું સ્વત્યાગ કરું છું.

મારી ભુંડાઈ અને અપરાધો પ્રમાણે નહિ, પણ તારી ઉત્તમ દયા પ્રમાણે મારી સાથે ચાલ.

૪. મારાં સઘળાં સુકૃત, જો કે કેવળ થોડાં અને અપૂર્ણ, તોપણ હું તે તને અર્પણ કરૂં છું; તું તે સુધાર અને પવિત્ર કર, તારી નજરમાં પસંદ અને માન્ય કર, વધારે વધારે સંપૂર્ણ કર; અને મુજ; એક આળસુ અને નકામા જનને સુખદાયક અને પ્રશંશાપાત્ર અંતમાં લઈ જા.

૫. વળી હું તને ભક્તાત્માની ભલી ઈચ્છાઓ; મારાં માબાપ, મિત્રો, ભાઈઓ, બેનો, મારાં સઘળાં વહાલાં; અને જેઓએ તારા પ્રેમને લીધે મારા કે અન્યો પર ઉપકારો કર્યા, અથવા જેઓએ પોતાને અથવા પોતાનાંને સારૂ મારા પાસે પ્રાર્થના અથવા મિસ માગી, તેઓ હયાત કે ગુજરી ગએલાં હોય; તેઓના સઘળાં ગરજો હું તને અર્પણ કરૂં છું એ માટે કે તેઓ સઘળા તારી સહાયતાની કૃપા, તારી દિલાસા રૂપી મદદ, જોખમથી રક્ષણ પામે, આવનાર શિક્ષાથી બચે, અને સઘળી વિપત્તિઓમાંથી મુક્ત થઈને હર્ષથી તારો મહા આભાર માને

અડચણને લીધે કેમ્મુન્યો રહેના હે, તો તે ઇશ્વરી મન્માનને માટે વખાણવા જેગ છે

પણ જો આળસ તેના ઉપર ચઢી બેસે તો તેને પાડી નાખવી જોઇએ, અને મનની શક્તિ તેનો પરિશ્રમ લેવા અને પરમેશ્વર તેની કૃપાના આશિનાશને સહાય કરે કેમકે તે વિશેષ કરીને સુઇચ્છા લક્ષમાં લે છે.

૬ અને જો ખરેખાત કાંઈ વાજબી અડચણ હોય તોપણ તેણે મન પવિત્ર કમ્મુન્યો લેવાની સુઇચ્છા તથા શુભ હેતુ રાખવા, અને એમ તે સાક્રામેન્તનુ ફળ ગુમાવશે નહિ

કેમકે દરેક ભક્ત જન પ્રતિદિન અને દરેક ઘડીએ કંઈ પણ બાધ વગર ઘણા ભલ સહિત આત્મિક રીતે ખ્રિસ્તન લઈ શકે છે

અને તોપણ ઠરાવેલા દિવસોમા અને નીમેલા વખતે તેણે પોતાના તારનારના શરીરનુ સાક્રામેન્ત ભાવથી અને માન પૂર્વક લેવુ અને નિજ દિલાસા કરતા ઇશ્વરની સ્તુતિ તથા માન શોધવુ જોઇએ

મિમનુ બળિદાન ચઢાવતા અતિ ઉતાવળ તેમજ અતિ વિલબ ન કર, પણ જેઓમા તુ વસે છે તેમની માધ્યમણુ સાદી રીતિ પ્રમાણે ચાલ

અન્યોને કંટાળો ઉપજે અથવા તેઓ કાયર થાય એટલો વખત તારે લેવા નહિ જોઇએ, પણ ઉપરીઓના નિયમ પ્રમાણ સારી રીતે ચાલ અને તારી ભકિત તથા ભાવના કરતા અન્યોને ગણ્યા થા

•

## અધ્યાય ૧૧.

### ભકતાત્માને પવિત્ર કોમ્મુનીયો અને પવિત્ર શાસ્ત્ર સૌથી જરૂરનાં છે.

૧ **શિષ્યનાં વચન.**—ઓ સૌથી મિષ્ટ પ્રભુ ઇસુ, તારા જમણમા તારી સાથે જમનાર ભકતાત્માનુ સુખ કેટલુ મોટુ છે! કેમકે તેને જમવા કોઈ અન્ય ભોજન નહિ પણ તુ, જે તેનો એકલો પ્યારો, અને દીલની સઘળી ઇચ્છાઓ કરતા પ્રિય છે, તે પિરસાય છે

અને તારી હજુરમા મદા પ્રેમથી અશ્રુપાત કરીને અનુરાગીણી માગ્દલેના સાથે તારા પગ આસુ વડે ધોવા, એ ખરેખાત મને મિષ્ટ હોત

પણ એ ભકિત કયા છે, એ પવિત્ર અશ્રુપાત કયા છે?

સાચુ તારી તથા તારા પવિત્ર દૂતોની સન્મુખ મારા આખા અંત કરણે પ્રજ્વલિત થવુ અને હર્ષનો અશ્રુપાત કરવો જોઇએ.

કેમક જો કે તુ ગૌત્ત રૂપમા ગુપ્ત છે, તોપણુ આ સાક્રામેન્તમા ખરેખાત મારી નજર પાસે હાજર છે

૨  કેમકે તને તારા નિજ ખરા ઈશ્વરી પ્રકાશમા જોવો એ મારી આખો ખમી શકની નથી, વળી આખી દુનિયા પણ તારા મહિમાના પ્રભા આગળ ટકી શકતી નથી.

તેથી તુ આ સાક્રામેન્તમા છુપો રહે છે તે મારી અશક્તિના પર નજરી દયા છે.

જેને દૂતો સ્વર્ગમા નજરો નજર અને પડદા વગર ભજે છે, તેને હુ હજી વિશ્વાસથી ભજુ છુ, તોપણ તે ખરેખાત મારી પાસે છે.

મર્યાદાનિક પ્રકાશનો દિવસ ઊગે અને પ્રતિમારૂપી છાયા જતી રહે, ત્યા સુધી મારે ખરી શ્રદ્ધાની જ્યોતમા ચાલવુ અને સતોષી રહેવુ જોઇએ

પણ જ્યારે સપૂર્ણતા આવશે ત્યારે સાક્રામેન્તનો ઉપયોગ બધ થશે, કેમકે સ્વર્ગીય વૈભવમાના પવિત્રોને સાક્રામેન્તરૂપી

પવિત્ર શબ્દો દ્વારા મહિમાના પ્રભુનુ સાક્રામેન્ત બનાવવુ, હોઠો દ્વારા તેને આશિષ આપવી, તેને હાથમા પકડવો, પોતાના મુખમાં તેને લેવો, અને અન્યોને આપવો એ તેમને સોંપેલુ છે.

યાજકના હાથ કેવા શુદ્ધ, તેનુ મો કેવુ નિર્મળ, તેનો દેહ કેવો પવિત્ર, તેનુ હૃદય કેવુ નિષ્કલંક હોવુ જોઈએ! કેમકે તેમા પવિત્રતાનો કર્તા વારંવાર પ્રવેશ કરે છે

યાજકના મુખમાંથી કેવળ પવિત્ર, ઉત્તમ અને લાભદાયક વચનો નીકળવા જોઈએ, કેમકે તે વારવાર ખ્રિસ્તનુ સાક્રામેન્ત લે છે.

જે આંખો ખ્રિસ્તના શરીર પર એટલી વાર દૃષ્ટિ કરે છે તે સરળ અને નિર્દોષ હોવી જોઇએ.

જે હાથ સ્વર્ગ અને પૃથ્વીના સરજનહારને અડકે છે તે શુદ્ધ અને સ્વર્ગ તરફ ઉચા કરેલા હોવા જોઇએ.

પવિત્ર શાસ્ત્રમાં વિશેષ કરીને યાજકોને કહેલું છે કે "તમે પવિત્ર થાઓ; કેમકે હુ, તમારો પ્રભુ પરમેશ્વર પવિત્ર છું."

૭. હે સર્વશક્તિમાન પરમેશ્વર, તારી કૃપા અમને સહાય કરે, એ માટે કે અમ, જેઓએ યાજકપદ્દી લીધી છે, તેઓ યોગ્યતા અને ભક્તિથી, સઘળી પવિત્રતામાં, અને શુદ્ધ અંતરથી તારી સેવા કરીએ.

અને જો અમે જીવનની જોઇએ તેવી પવિત્રતામાં જીવી ન શકીએ, તો અમોએ કરેલા ગુના સબંધી અશ્રુપાત કરવા, અને નમ્રાત્મા તથા સુઇચ્છાના નિશ્ચયમાં મહા ઉત્સાહથી ભવિષ્યમા તારી સેવા કરવાની કૃપા આપ.

## અધ્યાય ૧૨.

### આ સાક્રામેન્ત લીવા પહેલાં મહા કાળજીથી પોતાને તૈયાર કરવો જોઈએ

**પ્રિયતમનાં વચન**— શુદ્ધતાને ચાહનાર અને સઘળી પવિત્રતાનો દાતા છુ

હુ શુદ્ધ અંતઃકરણ ખોળુ છુ, અને તે મારા વિશ્રામનુ સ્થાન છે.

મારે માટે "એક મોટી શણગારેલી ઓરડી તૈયાર કર અને હુ મારા શિષ્યોની સાથે તારે ત્યાં પાસ્ખા ખાઈશ."

જો તુ ચાહે છે, કે હુ તારી પાસે આવુ અને રહુ તો જુનુ ખમીર કાઢી નાખ, અને તારી હૃદયરૂપી ઓરડી ચોકખી કર

આખુ જગત અને સઘળા દુર્ગુણ બહાર કાઢ, અને જેમ ચકલી ઘરની ટોચે એકલી બેસે છે, તેમ તુ એકલો થઈને હૃદયના પશ્ચાત્તાપમાં તારા અપરાધોનુ સ્મરણ કર

કેમકે દરેક પ્રેમી પોતાના પ્રિયતમને માટે સૌથી ઉત્તમ અને સુંદર સ્થાન તૈયાર કરે છે, કારણ કે એથી પ્રિયતમ પર પ્રેમીનો ભાવ દેખાય છે

૨ તો પણ આ જાણી લે કે જો તારે આખા વરસ સુધી આ તૈયારી સિવાય બીજુ કશુ કરવાનુ ન હોત, તોપણ તારા નિજ પુણ્ય અને કૃતિથી તુ આ તૈયારી યથાયોગ્ય કરી શકત નહિ

પણ જેમ કોઈ ધનવાન એક ભિખારીને જમવા નહોતરે તો તે દીન અને કૃતજ્ઞી થવા સિવાય પોતા પરના ઉપકારનો બદલો વાળી શકતો નથી, તેમ હુ તને પણ ફક્ત મારી દયા અને કૃપાથી મારા જમણમાં આવવા દઉં છુ

માટે જે તારાથી બની શકે તે પરિશ્રમથી કર રિવાજ અથવા બરજોરીને લીધે નહિ પણ ડર સન્માન અને પ્રેમથી તારો પ્રિય પ્રભુ પરમેશ્વર, જે તારી પાસે આવવાની મહેરબાની કરે છે, તેનુ શરીર લે

મે તને બોલાવ્યો છે, મે તને એ કરવાની આજ્ઞા આપી છે, જે તુજમા ખૂટે છે તે હું પુરૂ કરીશ, આવ, અને મને લે

૩ જ્યારે હું તને ભક્તિભાવની કૃપા આપુ છુ ત્યારે તારા પરમેશ્વરનો ઉપકાર માન, તુ એ દાનને યોગ્ય છે એને લીધે નહિ પણ મે તારા પર દયા કરી છે એને લીધે

જો તુજમા ભક્તિભાવ ન હોય, અને તુ તને શુષ્ક જોએ, તોપણ પ્રાર્થનામા લાગુ રહે, નિસાસો મૂક અને પરમેશ્વરનુ દ્વાર ઠોક્યા કર. અને જ્યારી કૃપાનો એક ટુકડો અથવા ટીપુ મળે ત્યા સુધી બંધ રાખીશ નહિ

તારે મારી જરૂર છે, મારે તારી નથી

તુ મને પવિત્ર કરવા આવતો નથી, પણ હું તને પવિત્ર તથા સર્વોત્કૃષ્ટ કરવા આવુ છુ

તુ મુજથી પવિત્ર થવા અને મારી સાથે જોડાવા નવી કૃપા મને સુધારાને માટે નવુ તેજ પામવા મારી પાસે આવ

આ કૃપાનો અનાદર ન કર, પણ બધા પરિશ્રમથી તારૂ અંતઃકરણ તૈયાર કર, અને તારા પ્રિયતમને તેમા તેડી લાવ

૪. પણ કેવળ કામ્મુનિયો પહેલાજ તારે ભક્તિભાવન સારૂ પોતાને તયાર કરવા નહિ, પણ સાક્રામેન્ત લીધા પછી પણ કાળજીથી ભક્તિમા ટકી રહેવુ જોઇએ

અગાઉની ભક્તિભાવ તૈયારી કરતા પાછળની રક્ષા ઓછી નહિ હોવી જોઇએ

કેમક સાક્રામેન્ત લીધા પછીની ખરી રક્ષા તેની કૃપ રાખ રવા માટે એક સોથી સારી તરકી છે

મકે જે મન તરત મોટા જિનાના ગમ રમે છે ત ધ ાજા ભક્તિહીન થઇ જાય છે.

વળી ભાષણ કરવાથી સાવધાન રહ એકાતમા રહે અને તારા પરમેશ્વરનો ઉપભોગ કર કેમક જેને આ મી દનિયા તારી પાસેથી લઇ નેઇ શકતી નથી તે તારી પાસ છે

તારે તને પોતાને મને સમૂળગો સો પી દેવા જોઇએ અને રીત ક તુ હવેથી તુ ત્મા નહિ પણ સઘળા ચિતાઆથી મુક્ત મનમા જીવે

•

## અધ્યાય ૧૩.

**ભક્તાત્માએ આ સાક્રામેન્તમા આખા મનથી ખ્રિસ્તમા એકત્ર થવાની ઇચ્છા રાખવી જોઇએ**

એવી વસ્તુઓનાથી લઇ લઉં, અને પવિત્ર કોમ્મુનો લેવાથી તથા વારંવાર મિસ કરવાથી, સ્વર્ગીય અને સનાતનિક વાનાં સ્વાદ વત્તાં અને વત્તાં ચાખતાં શીખું.

રે ! મારા પ્રભુ પરમેશ્વર, ક્યારે હું તુજમાં સંપૂર્ણ રીતે એક અને લીન થઇશ અને મને પોતાને સમૂળગો ભૂલી જઇશ ?

તું મુજમાં અને હું તુજમાં, અને એમ આપણ બંનેને એકપમાં રહેવાનું આપ.

૨. ખચિત તું મારો પ્રિતમ હજારોમાં પસંદ કરેલો છે, અને તુજમાં મારો આત્મા જીવન પર્યંત વસવા ચાહે છે.

ખચિત, તું મારો શાંતિદાતા છે, તુજમાં ઉત્તમ શાંતિ અને ખરા વિસામો છે, અને તુજ બહાર શ્રમ અને દુઃખ, અને અપાર સંતાપ છે.

ખરેખાત તું ગુપ્ત ઇશ્વર છે, અને તારી સલાહ દુષ્ટોને મળતી નથી, પણ તું નમ્ર તથા ભોળાઓ સાથે વાત કરે છે.

હે પ્રભુ, તારો આત્મા કેવો મીઠો છે ! કેમકે તું તારા છોકરાંને તારી મિઠાશ ચખાડવાને વાસ્તે તેમને સ્વર્ગથી ઉતરેલી સૌથી મિષ્ટ રોટલી જમાડવાની મહેરબાની કરે છે.

ખચિત, જેમ તું, અમારો પ્રભુ, તારા સઘળા ભક્તોની પાસે હાજર છે, અને તેઓના નિત્યના દિલાસા, અને નિજ હૃદયો સ્વર્ગ તરફ ઉંચા કરવાને તું તારું શરીર ખાવા અને ઉપભોગ કરવા આપે છે, એવી બીજી કોઇ જાતિ મહાન નથી કે જેને તેના દેવો આટલા નજીક હોય.

૩. કેમકે ખ્રિસ્તી પ્રજા સરખી બીજી કઇ જાતિ નામાંકિત છે ?

અથવા આકાશ તળે ભકતામા જે! બીજુ કયુ પ્રાણી પ્રેમપાત્ર છે, કે જેની પાસે પરમેશ્વર આવે છે, એ માટે કે તેનુ પોતાનાજ પવિત્ર શરીરથી પાલણપોષણ કરે? એ અનિર્વાચ્ય કૃપા! એ અનુપમ મહેરબાની! આ માત્ર મનુષ્યને બક્ષેલો અપરિમિત પ્રેમ!

પણ આ કૃપા, આવા અનુપમ પ્રેમનો હુ પ્રભુને શો બદલો આપી શકીશ?

હુ પરમેશ્વરને મારૂં અમૂળગુ હૃદય અર્પું, અને તેની સાથે નિકટ જોડાઉં, એ કરતા તેને મન ભાવતુ બીજુ કઇ પણ આપી શકતો નથી

જ્યારે મારો આત્મા પરમેશ્વરમા સંપૂર્ણ રીતે જોડાશે, ત્યારે જે કઇ મારામા છે તે સઘળુ પણ તેનામા હર્ષ કરશે, ત્યારે તે મને કહેશે કે: "જો તુ મારી સાથે રહેવા ચાહે છે, તો હુ તારી સાથે રહીશ."

અને હુ તેને ઉત્તર દઇશ કે. "પ્રભુ, મારી સાથે રહેવાની મહેરબાની કર, હુ ખુશીથી તારી સાથે રહીશ"

મારૂં અંતઃકરણ તારી સાથે જોડાય એજ મારી સઘળી ઇચ્છા છે.

## અધ્યાય ૧૪.

### ખ્રિસ્તનું શરીર લેવાને કેટલાએક ભકત જનોની ઉત્સુક તૃષ્ણા

**શિષ્યનાં વચન** ૧. — હે પ્રભુ, "તારૂ ભય રાખનારા ઓને માટે ગુપ્ત રાખેલું તારી મિઠાશનુ પુષ્કળપણું કેટલુ મોટુ છે!"

હે પ્રભુ કેટલાએક ભકતાત્માઓ, જેઓ તારૂ સાક્રામેન્ત એવા મહા ભક્તિ અને પ્રેમભાવથી તારી પાસે આવ્યા, તેમને હુ લક્ષમા લઉ છુ ત્યારે વાર વાર મને ધ્રુજારી આવે છે ને લજ્જિત થાઉ છુ કેમકે હુ ટાઢા અને મંદોત્સાહી મનથી તારી વેદી અને પવિત્ર કોમ્મુન્યોના પાસે આવુ છુ, કેમકે આટલા નૂરક અને પ્રેમભાવ રહિત છુ, કેમ હે મારા પરમેશ્વર તારી પ્રતિમા જેટલી પૂર્ણ ઉત્તેજિત અને ગીરત ભક્તાની પેરે આકર્ષીત અને અનુરાગી નથી તેઓ કોમ્મુન્યોની ભારે તૃષ્ણા અને નિજ હૃદયમાના પ્રેમને લીધે અશ્રુપાત રોકી શકતા ન હતા પણ આ પ્રભુ પરમેશ્વર, જીવનના ઝરા, ભારે તૃષ્ણાથી તન તથા મનના મુખ વડે તને લેવા ચાહતા હતા, કેમ- તારૂ પવિત્ર શરીર પુરા આનંદ અને આત્મિક તૃષ્ણાથી લીધા સિવાય તેઓ તેમની ભૂખ મટાડી અથવા શાંત કરી શકયા નહિ

૨ અહા, એ જનોની ખરી ઉત્સુક શ્રદ્ધા તારા હાજરપણા વિશે કેવુ ખુલ્લુ પ્રમાણ છે!

કારણ કે પ્રભુની સાથે ચાલવાથી જેઓના મન તેમનામા એવા જોસભેર તપે છે તેઓ "રોટલી ભાગતા" ખરેખાત પોતાના પ્રભુને ઓળખી લે છે,

એવો ભાવ અને ભક્તિ, એવા જલદ પ્રેમ અને ઉત્સાહ વાર વાર મુજમા નથી

ઓ ભલા, મીઠા અને દયાળુ પ્રભુ તુ મારા ઉપર દયા કર મુજ ગરીબ ભિખારી પર એવી મહેરબાની કર - પવિત્ર કોમ્મુન્યોમા ઓછામા ઓછુ કોઈ કોઈ વાર તારા હાર્દિક પ્રેમનો અનુભવ સ્વાદ ચાખુ, એ માટે કે મારી શ્રદ્ધા વધારે મજબૂત થાય

મ પૂર્ણ પ્રજ્વલિત થાય, અને સ્વર્ગીય "માન્ના" નો સ્વાદ ચાખ્યા પછી કદી ઓછી ન થાય.

એવી દરસિત કૃપા આપના તારી દયા ખરેખાત શકિતમાન છે, અને તુ ચાહે ત્યારે મોટી દયાથી મનના ઉત્સાહના દાન સહિત માગી મુલાકાત લે

કેમકે જો કે - તારા વિશેષ ભકતોના જેવી અભિલાષાથી પ્રજ્વલિત નથી તોપણ તારી કૃપા વડે, એવી મોટી પ્રજ્વલિત અભિલાષાની અભિલાષા રાખુ છુ અને ઇચ્છાપૂર્વક વિનતી કરૂ છુ કે તારા એવા ઉત્સાહી પ્રેમીઓનો ભાગીઓ થાઉ, અને તેઓના પવિત્ર સાથમા ગણાઉ.

## અધ્યાય ૧૫.

### નમ્રતા તથા સ્વનકારથી ભક્તિની કૃપા મળે છે

**પ્રિયતમનાં વચન.**—૧ તારે ભકિતની કૃપા આતુરતાથી શોધવી ઇચ્છાપૂર્વક માગવી, ધીરજ અને ભરોસાથી તેની વાટ જોવી, ઉપકારીપણે તેને લેવી, નમ્રતાથી તેને સાચવી રાખવી, પરિશ્રમથી તે વડે કાર્યો કરવા, અને આ સ્વર્ગીય મુલાકાતનો સમય તથા માર્ગ ઇશ્વરના આવ્યા સુધી તેને સોપવો જોઇએ

તને અંદર થોડી અથવા તદ્દન ભકિત ન લાગે, તોપણ અતિ ઉદાસ અને બેહદ દુખી થવુ નહિ, પણ વિશેષ કરીને નમ્ર થવુ જોઇએ

જે દાન આપવુ પરમેશ્વરે લાંબા વખત સુધી નકાર્યુ છે, તે વારવાર તે એક પળમા આપે છે

સપૂર્ણ પ્રજ્વલિત થાય, અને સ્વર્ગીય "માન્ના"નો સ્વાદ ચાખ્યા પછી કદી ઓછી ન થાય.

એવી ઇચ્છિત કૃપા આપવા તારી દયા ખરેખાત શક્તિમાન છે, અને તુ ચાહે ત્યારે મોટી દયાથી મનના ઉત્સાહના દાન સહિત મારી મુલાકાત લે

કેમકે જો કે હુ તારા વિશેષ ભક્તોના જેવી અભિલાષાથી પ્રજ્વલિત નથી તોપણ તારી કૃપા વડે, એવી મોટી પ્રજ્વલિત અભિલાષાની અભિલાષા રાખુ છુ, અને ઇચ્છાપૂર્વક વિનતી કરૂ છુ કે હુ તારા એવા ઉત્સાહી પ્રેમીઓનો ભાગીઓ થાઉ, અને તેઓના પવિત્ર સાથમા ગણાઉ.

## અધ્યાય ૧૫.

### નમ્રતા તથા સ્વનકારથી ભક્તિની કૃપા મળે છે

**પ્રિયતમનાં વચન.**—૧ તારે ભક્તિની કૃપા આતુરતાથી શોધવી, ઇચ્છાપૂર્વક માગવી, ધીરજ અને ભરોસાથી તેની વાટ જોવી, ઉપકારીપણે તેને લેવી, નમ્રતાથી તેને સાચવી રાખવી, પરિશ્રમથી તે વડે કાર્યો કરવા, અને આ સ્વર્ગીય મુલાકાતનો સમય તથા માર્ગ ઇશ્વરના આવ્યા સુધી તેને સોપવો જોઇએ.

તને અદર થોડી અથવા તદન ભક્તિ ન લાગે, તોપણ અતિ ઉદાસ અને બેહદ દુખી થવુ નહિ, પણ વિશેષ કરીને નમ્ર થવુ જોઇએ

જે દાન આપવુ પરમેશ્વરે લાબા વખત સુધી નકાર્યું છે, તે વારવાર તે એક પળમા આપે છે.

કેટલીક વાર જે દાન પ્રાર્થનાથી શરૂઆતમા આપવા વિલબ કરી ત આખરે આપે છે

૨. જો તે કૃપા હમેશા તત્કાળ અપાત, અને આપણી મરજી પ્રમાણે હાથ લાગત, તો દુર્બળ મનુષ્ય તે સારી રીતે ટકાવી રાખી શકત નહિ

માટે સુન્દર આશા અને નમ્ર ધીરજથી ભક્તિની કૃપાની રાહ જોવી જોઇયે

છતા જો તે ન અપાય, કે કદાપિ છુપી રીતે લઇ લેવામા આવે તો તેમા તારા પોતાનો અને તારા પાપોનો દોષ કાઢ.

કોઇ કોઇ વાર જુજ બાબત કૃપાને રોકી અથવા છુપાવી રાખે છે, પણ જે બાબત એવી ઉત્તમતાને અટકાવી રાખે; તેને ખરેખાત જુજ નહિ, પણ મહાન લેખવી ઉચિત છે.

પણ જો તું એ નાની અથવા મોટી બાબત વેગળી ખસેડી નાખે, અને પુરપુરી રીતે છતી લે, તો તારી માગણી પુરી થશે.

૩. કેમકે જ્યાર તુ આખા મનથી પરમેશ્વરને તારૂ સ્વાર્પણ કરે છે, અને તારી મરજી અથવા ઇચ્છા પ્રમાણે આ કે પેલુ શોધતો નથી, પણ સપૂર્ણ રીત પરમેશ્વરમાં પેમે છે; ત્યારે તુ તને પોતાને તેની સાથે ઐક્ય અને શાતિમા જોશે. કેમકે ઇશ્વરની ઇચ્છાની પ્રસન્નતા જેવુ બીજુ કશુ તને સ્વાદિષ્ઠ અને પ્રિય નહિ લાગે.

માટે જે જે સરળ મનથી પોતાનો હેતુ ઇશ્વર પ્રત્યે રાખે છે, અને સઘળી સરજાએલી વસ્તુઓના અનિયમિત પ્રેમ કે અપ્રેમથી પોતાનું હૃદય મોકળુ રાખે છે; તે કૃપા પામવા લાયક અને ભક્તિનું દાન પામવા યોગ્ય થાય છે.

કેમકે જ્યા આવી પાત્ર હોય ત્યા પ્રભુ પોતાનો આશીર્વાદ રેડે છે.

અને જેટલો કોઈ એહિક વાનાનો ત્યાગ કરે છે, અને સ્વ ધિક્કારરૂપી મોત પામે છે, તેટલી જલદી કૃપા આવે છે, તેટલી વધારે ગાઢપણે અંદર પેસે છે અને મોકળા હૃદયને તેટલુ વધારે ઉચે ચઢાવે છે

૪ ત્યારે તે જોશે અને ભરપૂર થશે, અને આશ્ચર્ય પામશે, અને તેનુ અંત કરણ તેનામા થરથરશે અને ફુલશે, કેમકે પરમેશ્વરનો હાથ તેના પર છે, અને તેણે પોતાને સમૂળગો તેના હાથમા સદાને માટે સોપ્યો છે.

જુઓ, જે મનુષ્ય સપૂર્ણ અંત કરણથી પરમેશ્વરને શોધે છે, અને નિજ આત્માને વ્યર્થના ગમ દોરતો નથી તે આ પ્રમાણે ધન્યવાદ પામશે

એવો જન પવિત્ર પ્રભુભોજન લેવાથી ઇશ્વરી એકયતાની મહા કૃપા પામે છે કેમકે તે પોતાની ભકિત કે ક્રિયાઓ લક્ષમા લેતો નથી, પણ સઘળી ભકિત અને ક્રિયાઓ ઉપરાંત પરમેશ્વરનો મહિમા તથા સન્માન લક્ષમા લે છે.

## અધ્યાય ૧૬.

### આપણે આપણી ગરજો ખ્રિસ્તને જણાવવી. અને કરગરીને તેની કૃપા માગવી જોઇએ.

**શિષ્યનાં વચન—૧** ઓ સૌથી મીઠા અને સૌથી પ્રિય પ્રભુ, હુ હમણા તને ભકિતથી લેવા ચાહુ છુ તુ મારી દુર્બળતા તથા જે ગરજમા આવેલો છુ તે જાણે છે, જેવી

ભુંડાઇ તથા દુર્ગુણોમાં પડેલો ઘણી વાર દુઃખોના પરીક્ષણમાં આવેલો ગભરાએલો અને નાખિત થએલો તે પણ તું જાણે છે

દયાને માટે તારી પાસ આવું છું દિલાસા તથા દુઃખ મોચનને સારૂ તારી પ્રાર્થના કરૂ છું, જે સઘળું જાણે છે જેની આગળ મારૂં આખુ અંતર ખુલ્લુ છે, અને જે એકલો મને પુરો દિલાસા અને મદદ આપી શકે છે તેની સાથે હું વાત કરૂં છું.

કયા સારા વાનાની મને વિશેષ જરૂર છે અને સદ્ગુણમાં હું કેટલો ગરીબ છું તે તું જાણે છે.

૨ જો, હું તારી આગળ દરીદ્રિ અને નાગો ઉભો છું, અને તારી કૃપા તથા દયાની વિનતી કરૂં છું

તારા ભૂખ્યા ભિક્ષુકને તૃપ્ત કર મારા ટાઢા દીલમાં તારા પ્રેમાગ્નિની આગ સળગાવ, તારી હાજરીના પ્રકાશથી મારા અંધાપાને અજવાળું આપ

એવું કર કે, મને સઘળાં ઐહિક વાના કડવા લાગે, હું સઘળા દુઃખ તથા વિરોધ ધીરજથી સહું અને મને સઘળા નીચ તથા સરજાએલા વાનાનો ધિક્કાર તથા વિસ્મરણ કરાવ

મારૂં હૃદય તારી ભણી સ્વર્ગમાં ઉઠાવી લે, અને મને પૃથ્વી ઉપર ભટકવા ન દે

હવેથી કેવળ તું એકલો મને જુગોજુગ સ્વાદિષ્ટ લાગો કેમકે કેવળ તુંજ મારૂં ખાનપાન મારી પ્રીતિ તથા મારો હરખ મારી મિઠાશ તથા સઘળી ઉત્તમતા છે

૩ અહા! તું મને તારી હાજરીથી સમૂળગો ઉત્તેજિત પ્રજ્વલિત કર અને તુજમાં પલટાવી દે, કે હું અંતરના ઐક્યતી

તોપણ જાણે એવી સઘળી ભાવનાઓ મુજમા ભરેલી હોય, તેમ મારા અંતઃકરણની સઘળી પ્રિય અને પ્રજ્વલિત અભિલાષાઓ તને અર્પણ કરૂં છું.

વળી જે જે સઘળું એક ભક્તિમાન મન કલ્પી અને ઇચ્છી શકે એવું સઘળું હું તને મહા સન્માન તથા આંતરિક તૃષ્ણાથી આપું અને અર્પું છું

હું મારું સારૂં કંઇ.પણ બાકી રાખવા ચાહતો નથી, પણ "મને" તથા મારૂં સર્વસ્વ રાજી ખુશીથી તને અર્પણ કરવા ચાહું છું.

હે મારા પ્રભુ પરમેશ્વર, મારા સરજનહાર તથા તારનાર, જેમ તારી મહા પવિત્ર મા, ધન્ય કુંવારી મારીઆએ જ્યારે દેવદૂતના સંદેશાથી અવતારનો ભેદ જાણીને તને ધારણ કર્યો અને ચાહ્યો અને નમ્રતા તથા ભક્તિથી ઉત્તર દીધો કે "જો હું પ્રભુની દાસી છું; તારા કહ્યા પ્રમાણે મને થાય," તેમ એવા અનુરાગ, સન્માન, સ્તુતિ અને આદર, એવા આભારીપણા, યોગ્યતા તથા પ્રેમ, એવી શ્રદ્ધા, આશા તથા પવિત્રપણા સહિત હું તને આજ લેવા ચાહું છું.

૩. અને જેમ તારો પવિત્ર અગ્રગામી, સર્વ સંતોમાં નામીચો, યોહાન બાપ્તીસ્ત, તારી હાજરીને લીધે તેની માના ઉદરમાં હોતાં પવિત્ર આત્માના હર્ષથી કૂદયો. અને પછી ઇસુને મનુષ્યો મધ્યે ચાલતો જોઇ, દીન થઇને ભક્તિભાવથી એમ કહ્યું કે: "વર રાજાનો મિત્ર, જે ઉભો થઇને તેનુ સાંભળે છે; તે વર રાજાની વાણીથી બહુ આનંદ પામે છે," તેમ હું મોટી અને પવિત્ર અભિલાષાઓથી પ્રજ્વલિત થવા, અને "મને" મારા આખા મનથી તને અર્પણ કરવા ચાહું છું.

માટે હું તને હમણા સઘળાં ભક્તિમાન હૃદયોના આનંદ તથા જલદ પ્રેમ, આનંદમૂર્છાઓ, અલૌકિક પ્રકાશ, અને સ્વર્ગીય દર્શનો; આકાશ તથા પૃથ્વી પરના દરેક પ્રાણીએ કરેલા અથવા કરશે તે સઘળા સદ્ગુણો તથા સ્તુતિ સુદ્ધાં, મારે માટે તથા જેમણે મારી પ્રાર્થના માગી તેમને સારૂ અર્પણ કરૂ છું; અને બધા લોકથી સદા યોગ્ય રીતે તારૂ માન તથા મહિમા થાય એવી વિનંતી કરૂં છું.

૪. હે મારા પ્રભુ પરમેશ્વર, જે અત્યંત સ્તુતિ અને અસીમ ધન્યવાદ તારા અનિર્વાચ્ય ગૌરવને લીધે તને આપવો ઘટાર્થ છે, તેને લીધે મારી પ્રાર્થના તથા ઇચ્છાઓ માન્ય કર.

એ હું તને અર્પણ કરૂ છું, અને પ્રતિદિન અને પ્રતિક્ષણે અર્પણ કરવા ચાહુ છું; અને હું સઘળા સ્વર્ગવાસી આત્માઓ અને સઘળા ભક્તોને મારી પ્રાર્થનાથી આજીજી કરીને નોતરૂ આપુ છું, કે તેઓ મારી સાથે તારો આભાર માને તથા સ્તુતિ કરે.

૫. સઘળા લોકો, સર્વ જાતિ, અને સઘળી જીભો તારી સ્તુતિ કરે; અને તારા પવિત્ર અને અતિ મધુર નામને પરમાનંદ અને ઉત્સાહપૂર્વક ભક્તિથી ધન્યવાદ આપે.

અને જે જે માનપૂર્વક તથા ભક્તિથી સિસનુ બલિદાન ચઢાવે છે, અને પૂર્ણ શ્રદ્ધાથી આ અતિ ઉચ્ચ સાક્રામેન્ત લે છે, તેઓ તારા હાથથી કૃપા અને દયા પામે, અને મુજ, એક પાપીને વાસ્તે વિનયપૂર્વક પ્રાર્થના કરે.

અને જ્યારે તેઓએ ઇચ્છિત ભક્તિ તથા આનંદદાયક એક્ય સંપાદાન કર્યું હોય, અને સારો દિલાસો તથા અજાયબ ભોજન પામીને તારી પવિત્ર સ્વર્ગીય મેજ પાસેથી પાછા આવે, ત્યારે તેઓ મુજ દરીદ્રિનુ સ્મરણ કરવાની મહેરબાની કરે.

૫ સમસ્ત બુદ્ધિ અને સ્વાભાવિક શોધે શ્રદ્ધાની પાછળ પાછળ જવું જોઇએ, અને તેની આગળ જવું અથવા સામે થવું નહિ

કેમકે આ બેઉમાં શ્રદ્ધા તથા પ્રીતિ વિશેષ વશિષ્ટ છે, અને ગુપ્ત રીતે આ અતિ પવિત્ર તથા સર્વોત્કૃષ્ટ સાક્રામેન્તમાં કાર્ય કરે છે

અનંત, અસીમ અને સર્વશક્તિમાન પરમેશ્વર આકાશમાં તથા પૃથ્વી પર મહાન તથા અકળ કૃતિ કરે છે અને તેના અગમ્ય કામો શોધની બહાર છે

જો ઇશ્વરના કાર્યો મનુષ્યબુદ્ધિ સુગમતાથી સમજી શકે એવા હોત તો તે અગમ્ય તથા અનિર્વાચ્ય કહેવાત નહિ

સમાપ્ત

'પવિત્ર ઇગ્નાસની આધ્યાત્મિક કસરત'

## પરિશિષ્ટ.

### 'આધ્યાત્મિક કસરત' સમયે 'ખ્રિસ્તાનુકરણ'માંથી વાંચવા લાયક વિષયો.

**પ્રથમ દિવસ—**

તૈયારી પુ ૧; અ ૨૦, ૨૧
પુ ૩; અ ૫૩

**બીજે દિવસ—**

આરંભો પુ. ૧; અ. ૨૨
મૃત્યુ પુ. ૧; અ ૨૩.
ન્યાય તથા નરક પુ ૧; અ ૨૪.

**ત્રીજે દિવસ—**

ન્યાય તથા નરક પુ. ૩; અ ૧૪
સ્વર્ગ પુ. ૩; અ. ૪૮.
ઉત્સાહપૂર્વક જીવનસુધારણાની આતુરતા પુ ૧; અ ૨૫.
સમાપ્ત પુ ૩; અ. ૫૯
'કસરત'ની પૂર્વ પ્રાર્થના પુ ૩; અ ૨.

# અનુક્રમણિકા.

## પુસ્તક પહેલું.

## 'આધ્યાત્મિક કસરત' સમયે જોવા જેવા બીજા વિષયો

પરમેશ્વરની સેવા પુ ૩; અ ૯, ૧૦, ૨૧
આત્માનુ રક્ષણ પુ. ૩; અ ૪૭
પરમેશ્વર પ્રતિ પુનરાગમન પુ ૧; અ. ૧૮ ૨૨, ૨૫
પરમેશ્વરની દયા પુ ૩; અ ૮.

---

ખ્રિસ્તનુ રાજ્ય પુ ૧; અ ૧. પુ. ૨; અ. ૧.
ખ્રિસ્તનો અવતાર પુ ૩; અ ૧૮

ઇસુના જીવનનો આદર્શ—

આજ્ઞાપાલન પુ ૧; અ. ૯. પુ ૩; અ ૧૩.
ગરીબી પુ ૧; અ ૨, ૭. પુ ૨; અ. ૨.
પરિશ્રમ પુ. ૧; અ. ૧૫ પુ ૩; અ. ૪૭
ઇશ્વરેચ્છાધીનતા પુ ૩; અ. ૧૭
પ્રાર્થના પુ. ૩; અ. ૧, ૨ ૩, ૩૧, ૪૧.

# અનુક્રમણિકા.

## પુસ્તક પહેલું.

| અધ્યાય | | પૃષ્ઠ |
|---|---|---|
|  |

## પુસ્તક બીજું.



## પુસ્તક ત્રીજું.

અધ્યાય પૃષ્ઠ

## પુસ્તક ચોથુ.